ॐ

तमसोमाम् ज्योति र्गमय

# લગ્ન ! દિલનાં કે દેહનાં !

સામાજીક ત્રિઅંકી

## નાટક

( ગાયન તથા ભાષણ સાથે )

લેખક અને પ્રકાશક

વનમાળીદાસ ચકુભાઈ પડિઆ

( ઉર્ફે )

"બંસીધર કુંડલાકર"–કરાચી.

"રાણા હમીર", "દેશ દીપક", "પરિવર્તન", "મેવાડ ભાનુ'

વિગેરેના કર્તા

હરિલાલ વાલજી ઠાકરે

હિતેચ્છુ પ્રીન્ટીંગ પ્રેસ—કરાચીમાં છાપ્યું.

વિ. સંવત ૧૯૮૬

કિંમત રૂા. ૧—૮—૦

આવૃત્તિ પહેલી

પ્રત ૧૦૦૦

# પ્રસ્તાવના

ઇશ્વર કૃપાએ રસજ્ઞ વાંચકવર્ગ સમક્ષ મ્હારી આ એક વધુ નાટયકૃતિ પુસ્તક રૂપે બ્હાર પાડવા ભાગ્યશાળી થયો છું તેને કઇ રીતે વધાવી લેવી એ કદરદાન વાંચક વર્ગનું કામ છે.

પ્રસ્તુત કૃતિ "હિતેચ્છુ" પત્રમાં ટુકડે ટુકડે છપાઇને આજે આપની પાસે પુસ્તક રૂપે રજુ થાય છે. એ બધો સુયોગ્ય અવસર લાવવા માટે મ્હારે તો હિતેચ્છુ પત્રના તંત્રી અને પ્રકાશક રા. હરિલાલભાઇ નોજ આભાર માનવો જોઇએ.

વિશેષમાં આ કૃતિ કંઇક અસ્થિર પ્રકૃતિમાં તેમજ ઉતાવળથી લખાયેલ હોવાને લીધે તેમાં ક્ષતિઓ રહેવા સંભવ છે. અને એ ઉપરાંત વ્યવસાયને અંગે પ્રુફ પણ બરાબર તપાસાએલ નથી, જેથી તેમાં રહેલી ખામીઓ તરફ નહિ જોતાં, ઉદાર વાંચક વર્ગ હંસક્ષીર દ્રષ્ટિએ અવલોકન કરશે એવી આશા રાખું છું.

અંતમાં રહેલી ભુલો માટે ક્ષમા માગી, જે પ્રમાણે મ્હારી આગળની નાટય કૃતિઓને પ્રેક્ષક સમાજે વધાવી લીધી છે તેવીજ રીતે આ પુસ્તક-કૃતિને પણ વાંચક-વર્ગ અપનાવશે, એવી શ્રદ્ધા સાથે વિરમુ છું.

કરાચી
તા. ૨૭-૫-૩૦
મંગળવાર



લી. નાટય રસિક
પ્રજાનો ઋણિ
બંસીધર કુંડલાકર

# પાત્ર પરિચય

**પુરૂષ પાત્રો–**

વૈકુંઠરાય—રાજનગરનો એક શ્રીમંત સદ્‌ગૃહસ્થ, રજનીનો પિતા.

નીતિસેન—રાજનગરનો એક નીતિચુસ્ત શ્રીમંત, અરવિન્દરાયનો પિતા.

અનિલકુમાર—ભારત બેન્કનો કેશિઅર.

અરવિન્દકુમાર—ભારત બેન્કનો મદદનીશ કેશીઅર, અનિલકુમારનો મિત્ર, એક પરગજુ તેમજ સેવા ભાવી યુવાન.

શ્યામાકાન્ત—શ્રીમંતાઇના જોરથી પ્રતિષ્ઠિત થએલો સમાજનો શાહુચોર.

પ્યારેલાલ
શ્યામલાલ
જમાલખાન



શ્યામાકાન્તના દારૂબાજ દોસ્તો

રમેશ—શ્યામાકાન્તનો સદ્‌ગુણી પુત્ર, રમાનો ભાવી ભરથાર.

મોહન—શ્યામાકાન્તનો નોકર, પાછળથી શ્રીમંતોના જુલ્મોને લીધે વિપ્લવવાદી બનેલો ધાડપાડુ.

જગમોહનદાસ—રાજનગરનો માનપાન ભૂખ્યો શ્રીમંત શહેરી, વિલાસીનીનો પિતા.

કવિ વિદ્યાધર—નામ પ્રમાણે સર્વે વિધીમાં પારંગત એક લેખક.

પોપટ—ત્રીશ વર્ષની સતિ મેનાનો નવ વર્ષનો પતિ.

હજામ
વણિક
પાનવાળો
જમાલખાન



વિલાસીનીના હાથના ઉમેદવારો

એ સિવાય જળપ્રલય સંકટ નિવારણ ફંડના સ્વયંસેવકો, ભારત બેન્કનો એજન્ટ, પોલિસ ઇન્સ્પેક્ટર, ન્યાયાધીશ, જ્યુરીના ગ્રહસ્થો, પબ્લીક પ્રોસીક્યુટર, રકુનો, વકીલો, પટાવાળા, જેલર, વિપ્લવવાદીઓ અને સિપાઇઓ વિગેરે વિગેરે.

## સ્ત્રી પાત્રો

રજની—વૈકુંઠરાયની પુત્રી, અરવિન્દરાયની વાગ્દત્તા પત્નિ, પછીથી અનિલકુમાર સાથે લગ્ન થવા છતાં અરવિન્દનેજ પતિ તરીકે માનતી એક સંસ્કારી બાળા.

રમા—અનિલકુમારની બ્હેન, રમેશની પ્રણય પાત્રી.

લલિતા—હિન્દુ સમાજની રૂઢિઓનો ભોગ બની યુવાનીમાં વૈધવ્ય આવતાં શ્યામાકાન્તની મોહજાળમાં ફસાએલી પરંતુ પાછળથી શ્યામાકાન્તે આબરૂની બીકે તજી દીધેલી એક અભાગી વિધવા.

મોહીની—લલિતાની કુંખે તેણીની વૈધવ્ય દશામાં શ્યામાકાન્ત સાથેના વ્યભિચારથી ઉત્પન્ન થએલી અને પાછળથી ત્યજાએલી એક બાળા કે જે વેશ્યાને ત્યાં ઉછરીને ગુણિકા બને છે.

ગંગા—મોહનની સ્ત્રી, કે જે શ્યામાકાન્તથી ભ્રષ્ટ થાય છે.

સરલા
તરલા
નિર્મળા
કમળા
} રજની તેમજ રમાની બાળ સખીઓ તેમજ સાહેલીઓ

વિલાસીની—જગમોહનદાસની પુત્રી, કવિ વિદ્યાધરની પ્રેમ પાત્રી.

મેના—નવ વરસના પતિરાજની ત્રીશ વર્ષની સતિ, જે વિધવા બનીને જગમોહનદાસને ત્યા નોકરીએ રહે છે. આ સિવાય દાસ દાસીઓ વિગેરે વિગેરે—

સ્થળ.—રાજનગર

સમય.—ચાલુ જમાનો.



# શારદા સ્તુતિ

શાંતિ સુયશ દાયિની
ભ્રાંતિ ભય સંહારિણી
હે માતા—સુખદાતા
તું નવરસ જ્ઞાતા
વાણિ વિધાતા-સુહાસિની—શાંતિ૦
કરધારી રસઝારી
તુજગાને યશપાને ઉપમાને
પારન પામે, મતિ વિરામે
મયૂર વાહિની—શાંતિ૦

# લગ્ન ! દિલનાં કે દેહનાં ?

## એક સામાજીક ત્રીઅંકી

## નાટક

## અંક ૧ લો

પ્રવેશ ૧ લો. **પાપની આગ**

સ્થળ:—શ્યામાકાન્તના મકાનની પાછળનો બગીચો.

પાત્રો:—શ્યામાકાન્ત, પ્યારેલાલ, શ્યામલાલ, જમાલખાન, રમેશ, અરવિંદ, રમા, મોહીની, લલિતા વિગેરે.

શ્યામાકાન્તના પુત્ર રમેશની આજે વર્ષગાંઠ હોવાથી શ્યામાકાન્તે ગાર્ડન પાર્ટિ ગોઠવી છે; ત્યાં શ્યામાકાન્તના મિત્રો રમેશને ભેટ સોગાદો આપે છે.

( પડદો ઉપડે છે )

પ્યારેલાલ:—અહા ! આનંદની અવધી ખુશીનો દિવસ છે આજે
નવા તુજ એમતા વર્ષે અભિનંદન ત્હને છાજે

શ્યામલાલ:—પુરા સો વર્ષનું આયુ વિતાવીને સુખી થાજે
અમારી એજ અભિલાષા સવાયો બાપથી થાજે.

રમેશ:—( વિવેકથી ) તમારી સર્વ આશીષો સ્વીકારૂં છું વિનય ધારી
વડીલો આપની શુભવાંચ્છનાથી બન્યો આભારી.

શ્યામાકાન્ત:—વ્હાલા મિત્રો રમેશની આજે સોળમી વર્ષગાંઠ છે. પંદર વસંત પૂરી કરી રમેશ આજે સોળમી વસંતે પ્રવેશે છે.

પિતા કેરી ફર્જ મ્હારી આજ પૂરી થાય છે
આજથી આ પુત્ર મ્હારો મિત્ર તુલ્ય ગણાય છે
એ મિત્ર દાવે ભેટ ધરવા ખાસ લાવ્યો મુદ્રિકા
શોભાવશે તુજ હસ્તને જયમ ગગનશોભે ચંદ્રિકા

રમેશ:—બાપુજી હજુ સુધી રમા કેમ નહિ આવી હોય ? આમંત્રણ તો મોકલ્યું છે છતાં, શું મ્હારા જન્મ દિવસની એને સ્મૃતિ પણ નહિ આવી હોય ? પિતાજી આજ્ઞા હોય તો હું તેને બોલાવી લાવું.

શ્યામાકાન્તઃ—ભલે બેટા ખુશીથી બોલાવી લાવ.

( રમેશ રમાને તેડવા જાય છે )

ઠીકજ થયું કે રમેશ રમાને તેડવા ગયો. નહિ તો એની હાજરીમાં શરાબ અને સુંદરીની મજા જેવી જોઈએ તેવી તો નજ જામત.

પ્યારેલાલઃ—ખરૂં છે દોસ્ત.

ન શીશા જયાં શરાબોના, ન જામે ત્યાં કદી મેહફીલ
ખુલે જયાં બુચ બોટલનાં ખીલે છે ત્યાં મધુરૂ દિલ

જમાલઃ—બસ અબી તો,

પીલાવો જામ ભર ભર કે, મીલાવો હાથ અય દોસ્તો
ભુલાવો સનમ દિલબરકો છડયો બઈ ગાલ અય દોસ્તો

શ્યામલાલઃ—ખુશ રહો ! મીયાં જમાલ ! તુંને પણ બાત બાતમે કરદી કમાલ ! સુંદરી વિના શરાબ નહિ ઔર શરાબ વિના મહેફીલ નહિ. પ્યારેલાલ જાવ પેલી મોહીનીને બોલાવો, નાચરંગ જમાવો અને ખુબ હાંસી હાંસીને શરાબની પ્યાલીઓ ગટગટાવો.

( પ્યારેલાલ મોહીનીને બોલાવી લાવે છે. )

મોહીનીઃ—( પ્રવેશીને મુજરો કરતાં ) અર્જ આદાબ ! કદરદાનોની ખીજમતમાં આ નાચીજ લોંડી પોતાનું સર જુકાવે છે.

જમાલઃ—આઇએ, આઇએ, સરકાર કુચ્છ હોને દીજીએ સંગીતકી બહાર.

પરવા નહિ ગર આજ સારા ઝમાના ખિલાફ હય
કીજીએ બસ મૌજ પ્યાલી સેં કલેજા સાફ હય.

—ગા ય ન—

મોહીનીઃ—( શેઅર )

યાદ હય વો દિન તુજે જબ હુસ્નમેં શોકી નથી.
આંખમેં જાદુ નથી લબપેં હંસી આઇ નથી.
બે કરારી કયું ન હો તાજા શિકારે ઇશ્ક હું
ચોટ વો ખાઇ હય દિલમેં જો કભી ખાઇ નથી.

તીરછી (૨) નજરોં કે જાદુમેં
કયાં રંગત ઔર નિરાલી હય
બીસ્મીલ (૨) મેરે દિલ તડપનમેં
તુંને કયોં કર ખુશી મનાલી હય. ( ૧ )

ગુલ કે પહેલું મેં ખાર રહે
કયો કર ભુલ ભુલ હુશિઆર રહે
વો ફૂંસ કર ફિર લાચાર રહે
તેરી કલિયાં જબ મતવાલી હય. ( ૨ )

છાતી મેં ખંજર છીપવાકર
તુંને મહોબતકા અંજામ કિયા
ફિર આશક (૨) સેં કયું મોડ લીયા ?
વો અખિયાં જો અનિયાલી હય. ( ૩ )

બધા:—વાહ વાહ ! વાહ વાહ ! કયા બાત કહેના ?

શ્યામાકાન્ત:—વાહ શી ખુબી સંગીતની શો કંઠ છે ગુલજારનો.
લેતે કદરદાની બદલ આ ચેક બે હજારનો.

મોહીની:—આફ્રિન આપની કદરદાની પર મારા શ્રીમંત સરકાર !

( ચેક લઇને મુજરો કરી બેસી જાય છે, ત્યાં અરવિન્દ સ્વયંસેવકો સાથે પ્રવેશ કરે છે. )

અરવિન્દ તથા સ્વયંસેવકો } ( નેપથ્યમાંજ બોલતા પ્રવેશ કરે છે ) દરિદ્રાન ભર કાન્તેય !

અરવિન્દ—શ્યામાકાન્તભાઇ વંદેમાતરમ.

શ્યામાકાન્ત—ખીસા કાતરમ ! કહો કેમ પધરામણી થઇ ?

અરવિન્દ—આપના પુત્ર રમેશના જન્મ દિવસની ખુશાલીમાં આજે આ જળ પ્રલય સંકટ નિવારણ ફંડ માટે યથા શકિત મદદ યાચું છું. આશા છે કે આવા પરમાર્થના કાર્યમાં આપ આપનો ઉદાર હાથ લંબાવશો.

વરસાદ થાતાં ખુબ આજે દેશ બહુ દુખીયો બન્યો.
માનવી પર આજ કુદરતનો ગજબ ફટકો પડયો.
સેંકડો માનવ કને ખાવા મુઠીભર અન્ન નથી
ઘર નથી રહેવા અગરતો ટંકનું ભોજન નથી
પહેરવાને બદન પર કપડાં નથી કંગાલને
આ ફંડમાં ફાળો ભરીને પોષશો બેહાલને ?

શ્યામાકાન્ત—શું તમે લોકોએ ફકત મ્હારૂંજ ઘર જોયું છે કે પછી ગામમાં બીજા શ્રીમંતો પણ મરી ખુટયા છે ?

વરસાદ ઓછો થાય તો કહેશો તુર્ત ફાળો કરો
ખુબ વરસે હોય કહેશો જલ પ્રલય ફાળો કરો
ગામમાં કંઇ રોગ ફાટે તુરત બસ ફાળો કરો
ગરમી પડે શરદી નડે ત્યાં વાત બસ ફાળો કરો
ફાળા તણા ચાળા કરીને ખુબ ફાવ્યા આપ છો
તવંગર પર તમે લોકો ખરેખર મહા પાપ છો.

અરવિન્દ—પરંતુ આપ જેવા શ્રીમંત પાસે યાચના નહિ કરીએ તો પછી અમે જઇએ ક્યાં ?

શ્યામાકાન્ત—જહન્નમમાં જાવ ! અમો શું તમારા માટેજ શ્રીમંત થયા છીએ કે જ્યારે ને ત્યારે આવા લફરાં લઇને દોડયા આવો છો ?

અરવિન્દ—શ્રીમાન ! આપનાં આવાં તીર જેવા શબ્દોથી નિરૂત્સાહ બનીને જો અમે અમારી ફરજ છોડી દઇએ તો પછી આવા પરમાર્થના કાર્યો પુરાંજ કઇ રીતે થાય ? શું આપને એ ગરીબોની જરા પણ દયા નથી આવતી ?

શ્યામાકાન્ત—એટલે શું હું મ્હારૂં ધન એવા ભીખારીઓને લુંટાવી દઉં એમ ?

દયા કરવાની અજબ આ પણ તમારી રીત છે !
હર કોઇ બ્હાને ભીખવું એવી નવી આ રીત છે !
જ્યાં દેશ છપ્પન લાખ ભિખારી જનોને પોષતો
ત્યાં તમે માગો દાનને બ્હાને અજબ એ રીત છે.

અરવિન્દ—પરંતુ શ્રીમાન, જ્યારે આપ આવા જલસામાં હજારોનું પાણી કરી શકો છો ત્યાં શું આપણા આ દેશબાંધવ માટે સો બસો રૂપીઆ પણ આપને ભારી પડવાના હતા ?

વેશ્યા અને દારૂ મહિં જ્યાં લાખ ખર્ચો હોંશથી
ત્યાં સો બસો પણ ફંડમાં આપી શકો સંતોષથી
શ્રીમંતના સંતાન છો પરમાર્થમાં પગલું ભરો
પુલ નહિ પુલ પાંખડી દઇને અમર કીર્તિવરો.

શ્યામાકાન્ત—બસ એક વખત કહયું નહિ કે એક પાઇ પણ નહિ મળે. છતાં હજુ ક્યાંસુધી માથાંઝીક કરવી છે ? જાવ ચાલ્યા જાવ ! ઝાઝી ટકટક કરશો તો ધક્કો દઇ બ્હાર કાઢવા પડશે.

અરવિન્દ—પરમાત્મા ! શ્રીમંતાઇ શું આવા વૈભવ વિલાસો પોષવા અર્થેજ સરજાઇ હશે ? ભારત વર્ષ ! ત્હારા મુડી વાદી સંતાનોએ શું દયા અને માનવ તાનું દિવાળુંજ ફુંકી દીધું છે ?

મોહીની—( જે અત્યાર સુધી આ બધું ચુપચાપ સાંભળતી હતી તે ઉભી થઇને આગળ આવે છે ) શ્રીમાન, આજના શ્રીમંતો ગરીબોને મદદ કરવા માટે નહિ પરંતુ તેમને કચરીને પગ તળે ખુંદી નાખવાજ સરજાયા છે. એમની સંપતિ દેશના હિત ખાતર નહિ પરંતુ અમારા જેવી માયાની પુતળીઓ ખરીદવાને માટે નિર્માણ થઈ છે. માટે દાનની આશા આવા વાસનાના ગુલામો પાસેથી રાખવી એ રેતીના રણમાં પાણીની આશા રાખવા બરાબર છે. લાવો, તમારા ફંડમાં મ્હારે પોતાનેજ યથા શક્તિ મદદ કરવી છે. ( ફાળાનો ખરડો લ્યે છે અને તેમાં બે હજારની રકમ ચડાવી ખરડો અને ચેક અરવિંદને પાછો આપે છે ) લ્યો મહાશય આ ચેક હું આપના ફાળા ખાતે જમા કરાવું છું.

અરવિન્દ—અભાગી હિન્દ ! ખરેખર ત્હારા શ્રીમંત સંતાનો આજે એક વેશ્યાથી પણ ઉતરતા થયા છે ! દેવી ! આપનું કલ્યાણ થાવ. એ ગરીબોની આશિષો આપના ઉપર અમી વરસાવે. ભાઇઓ ચાલો હવે.

શ્યામકાન્તઃ—મજુર ક્યાં જાવ છો? અરવિન્દ એ ચેક મ્હને પાછો આપો.

અરવિન્દઃ—શ્રીમાન, એમની રજા સિવાય એ ચેક આપને મારાથી કેમ અપાય ?

શ્યામાકાન્તઃ—મોહિની, મ્હારી ભેટ તું આ ભામટાને આપીને મ્હારૂં હડહડતું અપમાન કરે છે. પરંતુ યાદ રાખ કે જયારે શ્યામાકાન્ત ઝીદમાં આવી જઇ છંછેડાય છે ત્યારે શયતાન પણ તેનાથી ડરી જાય છે.

મોહીનીઃ—શેઠ સાહેબ, ત્યાંજ આપની ભૂલ થાય છે. આપે આપેલી બે હજારની રકમ એ કંઇ ભેટ નહોતી. પરંતુ મ્હારા મુજરાની ઠરાવેલી રકમ હતી. જેનો હું ચ્હાય તે પ્રમાણે ઉપયોગ કરી શકું છું.

શ્યામાકાન્તઃ—મોહીની, મોહીની, એવી દલીલો મ્હારી પાસે નહિ ચાલે, ચાલ અરવિન્દને હુકુમ કર કે મ્હારો ચેક મ્હને પાછો આપે.

મોહીનીઃ—તે મ્હારાથી નહિ થાય ? દીધેલું દાન મ્હારાથી કદાપિ પણ પાછું નહિ જ લેવાય !

શ્યામાકાન્તઃ—ઠીક છે તું એમ માનવાની જ નથી. સ્યામલાલ શું જુઓ છો. આ ઉદ્ધત રંડીને તેનાજ ચોટલાથી બાંધી લ્યો. અને આ ભામટાને—

અરવિન્દઃ—ખબરદાર, આટલો વખત હું શાન્ત હતો પરંતુ જયારે હવે જોઉં છું કે એક અબળા ઉપર તમારા જેવા ખાનદાનો હાથ ઉપાડવા તઇયાર થાય છે ત્યારે અરવિન્દ પણ કાળ બનીને સામે થાય છે તાકાત હોય તો મોહીનીને હાથ લગાડો જોઉં.

શ્યામાકાન્તઃ—( પાસે પડેલી સોડાની બાટલી ઉપાડીને ) લે ત્યારે તું તો લેતો જા. ( અરવિન્દને મારવા જાય છે ત્યાં લલિતા દાખલ થાય છે. )

લલિતાઃ—સબુર શ્યામાકાન્ત ! ( શ્યામાકાન્તનો હાથ બાટલી સાથે થંભી જાય છે. બાટલી નીચે પડે છે. ) પિશાચ લીલાનો કયો પ્રવેશ ભજવાય છે ?

શ્યામાકાન્તઃ—કોણ છે તું ? મારી રજા સિવાય આ બંગલામાં પગ મૂકનાર ?

લલિતાઃ—ન ઓળખી ? આખી દુનિયા આ દિવાનીને ઓળખે છે છતાં તેં ન ઓળખી ?

શ્યામાકાન્તઃ—( બરાબર જોઇને ) કોણ...લ...લિ...તા...? તું અત્યારે અહિંઆ કેમ આવી ?

લલિતાઃ—હું કેમ આવી ? હું આવી છું આ બધા રાક્ષસોનું તાન્ડવ જોવા !

શ્યામાકાન્તઃ—એટલે ? અહિંયા ત્હારૂં શું કામ હતું ? જા ચાલી જા નહિ તો ધક્કો મારીને બહાર કાઢવી પડશે.

લલિતાઃ—ખરૂં છે ! હવે તો ધક્કોજ મારીશ ને ? અરે ઓ બેવફા આશક ! ત્હારી પાસેથી ધક્કા સિવાય બીજી કઇ આશા રાખું ?

શ્યામાકાન્તઃ—લલિતા લલિતા કહું છું કે આજે ચાલીજા. લે ત્હારે જોઈતા હોય તો થોડા પઇસા લઇ જા, પરંતુ અહિંયા હવે ત્હારા માટે સ્થાન નથી.

લલિતાઃ—ક્યાંથી હોય ? ત્હારી વાસનાની તૃપ્તિ કરતી વખતે, ત્હારા મિત્રની વિધવાને ફસાવીને તેની મીલકત હજમ કરતી વખતે મ્હારે માટે અહિંયા સ્થાન હતું. પરંતુ ત્હારૂં પાપ જાહેર થતાં જ આ સ્થાન ઉપરથી તેં મને સદાને માટે દુર કરી છે. છતાં યાદ રાખજે કે મને એમ દુર કરવાથી આ લલિતા તારો પીછો છોડવાની નથી ! અરે ઓ પ્રતિષ્ઠિત પાપાત્મા ત્હારૂં લોહી પીધા સિવાય આ લલિતા ત્હને કોઈ પણ કાળે મૂકવાની નથી.

શ્યામાકાન્તઃ—લલિતા લલિતા તું દિવાની તો નથી થઇ ના ?

લલિતાઃ—હા હું દિવાની થઈ છું ! વેરની ધુનમાં હું પાગલ બની ગઇ છું ! પરંતુ તેં તારા વિચાર કર્યો છે ? ત્હારા પાપોની ગણત્રી કરીને તેનો કેવો બુરો ફેજ આવશે એ વિચાર કદિ તેં હ્રદયમાં ધર્યો છે. સંભાર ! સંભાર ઓ શ્યામાકાન્ત ત્હારા કુકર્મોને સંભાર !

તુજ પાપ કેરા ભારથી પૃથ્વિ હવે ત્રાસી રહી
બોજો ઉપાડી પાપનો તુજ પીઠ આ બેસી ગઇ
શયતાન પણ તુજ કર્મથી શરમાઇને છુપાય છે
તુજ કૃત્ય કાળાં જોઇને આ સુર્ય ઝાંખો થાય છે.

શ્યામાકાન્તઃ—તેનો વિચાર મારે કરવાનો છે. લલિતા, મ્હને આમંત્રણ દેવા જતાં ક્યાંક તુંજ મ્હારા ક્રોધનો ભોગ ન થા, તેની સંભાળ કરજે.

લલિતાઃ—ત્હારો ક્રોધ ? ત્હારા ક્રોધથી હું અજાણી નથીજ તો. ! ત્હારી મર્દાઇ મ્હારાથી છાની નથી જ તો !

દગો દઇને મિત્ર માર્યો એજ તુજ મર્દાઇ છે.
તેનો જ તું ટ્રસ્ટી થયો એ પણ ખરી મર્દાઇ છે,
એ મિત્ર પત્નિને ફસાવી પાપ કેરા પંથમાં
કીધી રખડતી આખરે બસ એજ તુજ મર્દાઇ છે.

શ્યામાકાન્તઃ—બસ ! કહું છું કે હવે બોલતી બંધ થા. નહિ તો હમણાં જ તારૂં ગળું દબાવીને તને આ દુનિયામાંથી રવાના કરીશ.

લલિતાઃ—ખુશીથી રવાના કર. મ્હારે પણ પ્રભુ પાસે તારાં કુટિલ કર્મોનો ઇન્સાફ માગવો છે. એક મિત્ર પોતાના બીજા મિત્રને દગો દઇને મારી નાંખે, અને પછી તેની વિધવાને ફસાવીને તેની મીલકત હજમ કરે તેના માટે કઇ સજા છે એ મ્હારે જાણવું છે. માટે ખુશીથી મારૂં ગળું દબાવીને મારો પ્રાણ લઇ લે.

અરવિન્દઃ—( વચ્ચે પડીને લલિતાને શાંત પાડતાં ) બાઇ જરા શાંત થાવ. આમ ઉશ્કેરાઇ ન જાવ.

લલિતાઃ—દુર થાવ ! તમો પુરૂષો બધા નીચ કાસ્તાની છો. ભોળી નારી જાંતીને ફસાવનારા નર રાક્ષસો ! તમારા સ્પર્શ માત્રથી હું કમકમી ઉઠું છું ! શ્યામાકાન્ત ! શું જુએ છે ? મર્દ થા ! હાથ અજમાવ ! !

શ્યામાકાન્તઃ—એમ ? જો મરવાજ આવી છે તો લે! (ક્રોધમાં શ્યામાકાન્ત પીસ્તોલનો બ્હાર કરે છે. લલિતા ખસી જાય છે. સામેથી રમેશ અને રમા દાખલ થાય છે. શ્યામાકાન્તે છોડેલી પીસ્તોલ રમેશને વાગે છે. રમેશ ઘાયલ થાય છે. )

રમેશઃ—બાપુજી, રમા આ...વી...( રમેશ બે ભાન થાય છે. તેને શ્યામાકાન્ત ઝીલી લીએ છે. )

શ્યામાકાન્તઃ—કોણ ? રમેશ ? હાય ! સત્યાનાશી ! !

અરવિન્દઃ—પાપની આગ સુકાં સાથે લીલાંને પણ બાળી મુકે છે.

## —ટેબલો.—

સ્થળઃ—જગમોહનદાસ જે. પી.નો બંગલો.

પાત્રોઃ—જગમોહનદાસ, વિલાસીની, કવિ વિદ્યાધર, મેના, પોપટ, વિગેરે.

યૌવનને આંગણે પગ મૂકતી વિલાસીની કવિ વિદ્યાધરના સ્નેહ સ્વપ્નો સેવતી પ્રવેશે છે.

—ગા ય ન.—

વિલાસીનીઃ—છેલરાજ છાનો છુપાઇ મ્હને છેતરે
છેતરે, અંતરે અમી ભરે...છેલરાજ.

લાડિલો લ ટ કે થી લલના લોભાવતો
ભૂરકી નાંખીને ભોળી બાળા ભરમાવતો
ન ય નો માં હે ત ની સુ ધા ઝ રે...છેલરાજ.

કંઇક કંઇક મીષ કરી મુજને બોલાવતો
નયનાંથી નયનાંની મીટને મીલાવતો
વાણી જેનીમાં ફુલડાં ખરે....છેલરાજ.

( ગાયન બાદ )

આગ લાગી હોય તો પાણી થકી બુજાય છે
દુશ્મન ભયંકર ચહાય તેવો બળ થકી વશ થાય છે.
અંગની વ્યાધિ તણો ઉપાય વૈદ્ય ગણાય છે,
પણ પ્રેમની પીડા નહિ કહેવાય કે સહેવાય છે.

અહા ! પ્રેમ ત્હારી અજબ ખુમારી છે. યૌવનનાં અંકુરો ફુટતાં હૃદય રસઘેલું બને એજ ખરી પ્રેમની બિમારી છે. ફાધરથી છાનો કવિ વિદ્યાધર સાથે પ્રેમ બાંધ્યો ત્યાં કીસ્મતે નવીન જ લાગ સાંધ્યો. આજે તો મ્હારા લગ્ન માટે ફાધરે ઘર જમાઇની જાહેર ખબર છપાવી છે. અને એ જાહેર ખબરે કંઇક લહેરી લાલાઓના જીગરમાં ઇશ્કની આગ લગાવી છે. હવે જોવા તો દે કે મ્હારો પ્રેમ જીતવા કોણ કોણ બહાર આવે છે ?

કવિ વિદ્યાધરઃ—( પ્રવેશ કરતાં સ્વગત. )

પ્રેમના પથે જતાં કાંટા તણો નહિ પાર છે.
છે વિકટ રસ્તો પ્રેમનો એ વાત પણ નિરધાર છે,
ચોરી છુપીથી આવવામાં બહીક પારાવાર છે,
પણ લાગ પાકો જોઇને ઘુસી જવામાં સાર છે.

ઓહો ! આવતાં વેંતજ દિલબરનાં દર્શન થયાં ને શું ? લાવ જરા નખરો તો કરાવું ! ( પાસે જઇને પાછળથી વિલાસીનીની આંખ દાબે છે. )

વિલાસીનીઃ—( ગભરાઇ જતાં ) વોય રે મા !

કવિ વિદ્યાધરઃ—ન ગભરા મ્હારી દિલરૂબા. !

વિલાસીનીઃ—કોણ તમે હતા કે ? મ્હેં તો જાણ્યું કે કોઇ બદમાશ મ્હને ઉપાડી જવા આવ્યો.

ક. વિદ્યા.ઃ—વાહ શીરપાવ તો સારો મળ્યો ! આવતાં વેંત જ બદમાશ ઠર્યો ! પરંતુ મીઠી ! આમ છુપા રીતે હવે આપણાથી તો નહિ અવાય; મારા જેવા એક ખાનદાનથી આવા ચોરી છુપીના ધંધા તો હવે નહિજ થાય. માટે હવે ત્હારા ફાધરને સમજાવ. અને આપણા બન્નેના લગ્નની ગોઠવણ કરાવ.

જગમોહનદાસઃ—( પ્રવેશ કરતાં છેલ્લું વાકય સાંભળે છે. )

લ્યો કહેવું છે કંઇ હવે ? હું અહિંયા છોકરી માટે વરની તપાસ ચલાવું છું ત્યાં તો આ બન્ને લગ્નની ગોઠવણ કરવા તઇયાર છે. આજકાલના ઢીંચણ જેવડાં છોકરાંને પ્રેમમાં પડતાં કયાં વાર છે ? ( કવિ વિદ્યાધર અને વિલાસીની પોતાની વાતોમાં મશગુલ છે તેમને જગમોહનના આગમનની ખબર નથી એટલે જગમોહન આગળ વધી કવિ વિદ્યાધરને ગળચીથી પકડે છે ) અરે ! ઓ ઉરાંગ ઉટાંગના સરદાર, પારકા ઘરમાં ઘુસીને પારકી છોકરીને ફોસલાવે છે કેમ ? સબુર કર હું ત્હારી હમણાં જ ખબર લઇ નાંખું છું.

( જગમોહનદાસ લાકડી લેવા જાય છે, એ તક શોધીને કવિ વિદ્યાધર ન્હાસવાનું નક્કી કરે છે )

કવિ વિદ્યાધરઃ—વિલાસીની ! અત્યારે તો પસાર થવામાં જ સાર છે, નહિ તો હમણા ત્હારો ફાધર મ્હારૂં એક પણ હાડકું સાજું સારૂં નહિ રહેવા દયે,

બચ્ચા ગણો, છો પાંચ આજે ગૃહ દશા લાચાર છે.
વખત વિચારી વિલાસીની ઘુસી જવામાં સાર છે.

( પસાર થાય છે જગમોહનદાસ લાકડીને લઇ આવે છે. )

જગમોહનદાસઃ—છે કયાં ? એ બદમાશનો સરદાર, શું થઈ ગયો એટલીવારમાં પસાર. લ્યો કહેવું છે કંઇ હવે ?

વિલાસીનીઃ—( પાસે જઇને પટાવતી ) પપ્પા આપ એ કવિ ઉપર આટલા બધા નારાજ કેમ થાવ છો ?

જગમોહનદાસઃ—લ્યો કહેવું છે કંઇ હવે ? ( વિલાસીનીના ચાળા પાડતાં ) પુછે છે કે નારાજ કેમ થાવ છો ? અરે ! નારાજ ન થાય તો શું એવાની પુજા કરૂં ? ખબરદાર ! આજથી ત્હને સાફ કહી દઉં છું કે ત્હારે એ બેજાગેપની સાથે વાત પણ ન કરવી. જા ઘરમાં જા, નહિ તો એ કવિની દાઝ કયાંક ત્હારી માથે ઉતરી પડશે.

( જગમોહનદાસ લાકડી ઉગામે છે અને વિલાસીની ઘરમાં ન્હાસી જાય છે. )

છોકરી એકદમ ઉદ્ધત થતી જાય છે. એટલા ખાતર તો મ્હેં આ પેપરમાં ઘર જમાઇની જાહેર ખબર છપાવી. હવે કોઇક સારો યુવાન ઉમેદવાર તરીકે બ્હાર આવે એટલે જલદી લગ્ન કરી નાંખું.

( મેના બારણામાં પ્રવેશ કરે છે )

મેનાઃ—એ...જગમોહનદાસ ઘરમાં છે કે?

જગમોહનઃ—લ્યો કહેવું છે કંઇ હવે? આ પણ કોઇ કુદરતનો નવો નમુનો લાગે છે. ( બારણા તરફ ) એ. .હા કહો શું કામ છે?

મેનાઃ—આ ચોપાનિયામાં જાહેર ખબર તમે છપાવી છે?

જગમોહન—હા બાઇ મ્હેં છપાવી છે. કેમ, તમારી પાસે એ છોકરીને લાયક કોઇ સારા ઉમેદવારનું મુખ્તિયારનામું છે?

મેના—અરેરે જ્યારથી એ તમારી જાહેર ખબર એમણે વાંચી છે ત્યારથીજ બસ એમણે તો પરણવાની હઠ લીધી છે.

જગમોહનદાસ—કોણે હઠ લીધી છે? શું એ તમારો ભાઇ છે કે જે મ્હારી દિકરીના હાથનો ઉમેદવાર છે?

મેના—અરે નારે ના! એતો મ્હારા ભરથાર છે.

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે? ખુદ ધણી પોતાની બૈરીને કહે કે જા મ્હારા માટે બીજી બૈરી લઇ આવ એવું તો મ્હેં આજેજ સાંભળ્યું! પણ બાઇ એ તમારા ધણી છે કયાં?

મેના—એ અહિંયાંજ સામેની ગલ્લીમાં આંખ મીંચામણી રમતા હશે. તેડી લાવું એને?

જગમોહન—લઇ આવો જાવ. વરને જોયા વિનાની વાતો કરવાથી શો ફાયદો?

મેના—ઉભા રહો; લઇ આવું છું હોકે?

( મેના પોતાના વરને તેડવા જાય છે )

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે? આતે બૈરી છે કે ભેંસ! જો ચાલી જતી હોય અને વાગે ઠેંસ તો હડફેટમાં આવે તેના તો ભુકકાજ કહાડી નાંખે. બૈરી જ્યારે આવી મતારી છે ત્યારે ધણી તો ખબર નહિ કેવોયે હશે પહેલવાન!

મેના—( બગલમાં તેડીને પોતાના વરને લઇ આવે છે ) લ્યો મહેરબાન! આ મ્હારા નાવલિયા નવજુવાન. બોલો છે કંઇ ખાંપણ કે ખોડ?

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે? આ હેડંબાનો અવતાર અને આ

એના સૌભાગ્યનો શણગાર ! વાહ જોડી તો છે અજબ રોનકદાર ! ( પોપટને સંબોધીને ) અરે બુચ્ચાજી શું તમારે પરણવું છે ?

પોપટ—ના જી પરણવું નથી પરંતુ ઘરઘવું છે; કારણ કે ત્રણ ત્રણ વખત તો હું પરણી ચુકયો છું.

પ્રથમ પરણ્યો ગર્ભમાંહિ નવ વરસની નારને
બીજી વખત કીધાં લગન પણ નવ ગમ્યું કિરતારને
પહેલી અને બીજી સીધાવી જ્યાં હજુ શમશાનમાં
ત્રીજી કરી નિરધાર આ મેના નવેલી નારને.

( પોપટ દોડીને મેનાને બાઝી પડે છે. મેના તેને તેડી લ્યે છે )

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે ? છોકરા આ શું ત્હારી ત્રીજી વખતની બૈરી છે ?

મેના—તે હવે આમ સવાલ જવાબ કયાં સુધી કરવા છે ? જો મુરતીયો પસંદ હોય તો બોલાવો તમારી દિકરીને અને કરી દ્યો હસ્ત મેળાપ. નહિ તો અમે આ...ચાલ્યાં !

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે ? આતો આ ઠીંગુજી કરતાં હેડંબાનો મિજાજ વધારે છે. પરંતુ ધારો કે હું મ્હારી દિકરીને પરણાવું, પણ પછી તમારૂં શું ?

મેના—એટલે ? તમારી દિકરીના આ મ્હારા ધણી સાથે લગ્ન થાય કે તુરતજ મ્હારે તો છુટાછેડા કરીને તમારી સાથે ઘર માંડવું છે.

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે ? આતો આવ બલા કે પકડ ગલા જેવી વાત થઇ. અરે ઓ જોગમાયા હું તો તમોને અત્યારથીજ નવગજના નમસ્કાર કરૂં છું. માટે તમો બન્ને જણા અત્રેથી રવાનાજ થઇ જાવ, અને ઓ વામનજી તમો પણ આ તમારી નવેલી સાથે રફુચકકરજ થઇ જાવ નહિ તો ભાઠાં કાઢવા પડશે.

મેના—તે એમ કાં ? હું શુ રૂપાળી નથી કે......

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે ? પણ હું કયાં કહું છું કે તું કાળી છે. મહેરબાની કરીને હવે જઇશ અહિંથી !

મેના—( પોપટને ) લ્યે હાલ્ય હવે હાલ્ય. પીટયા ત્હારા નસીબમાંજ જ્યાં મ્હારા સિવાય કોઇ બીજી બૈરી નથી ત્યાં હું તે કરૂં શું ?

જગમોહન—તોબા પ્રભુ આ બલાથી તો જખ મારી !

( એવામાં એક શાસ્ત્રી પ્રવેશે છે )

શાસ્ત્રીજી—બલિહારી ! બલિહારી શેઠજી આપની બુદ્ધિની પણ છે અજબ બલિહારી ! શી સુંદર છે જાહેર ખબર તમારી ? સ્વીકારશો કે આપની કન્યા કાજે મ્હારી નમ્ર ઉમેદવારી !

જગમોહન—લ્યો આ આવ્યો એક ભામટો ભીખારી.

ત્રિપુંડ તાણીને ઉતરનો લગ્નના મયદાનમાં
ભામટા ભેગા થશે આ શાસ્ત્રીજીની જાનમાં
મુહુર્ત જોતાં ટ્રેઇન કેરો ટાઇમ ભુલી જાય જે
વાત કરતાં શબ્દ બોલે "મુળ જે કહેવાય તે"

કહો શ્રીમાન, શી લાયકાત છે તમારી ?

શાસ્ત્રીજી—હું એક શાસ્ત્ર વિદ્યા વિશારદ છું. કર્મકાન્ડિ મહામાંન્ડિ ફોડ હાન્ડિ છું. ગીતાના એકવિશ અધ્યાયનું પ્રવચન કરૂં છું. શ્રીમદ ભાગવતના અઢારે પર્વ મ્હારે મોઢે છે. અને મહાભારતના ચોવિશ સ્કંધ મ્હેં કંઠસ્થ કર્યા છે. મ્હારા ગરૂડ પુરાણના શ્રવણ માત્રથી કઇક પાપી સ્વર્ગે સીધાવ્યા છે. આપની શ્રીમતિ પુત્રીને પણ હું સદેહેજ સ્વર્ગમાં મોકલાવીશ.

જગમોહન—દુર થા વેદીયા ઢોર. મ્હારી યુવાન દીકરીને મ્હારી નાંખવા માગે છે કે ? ચાલ નીકળ બ્હાર માગ ધરમાંથી !

શાસ્ત્રીજી—બલિહારી બલિહારી આપના ગુસ્સાની પણ બલિહારી !

જગમોહન—અરે જાય છે કે પછી બ્હાર કહાડું ધક્કા અને લાત મારી ?

શાસ્ત્રીજી—યઃ પલાયતિ સઃ જીવતી. ( શાસ્ત્રીજી જાય છે અને એક વાણિયો પ્રવેશ કરે છે. )

એક વણિક—વિચારી વિચારી વિચારી જે કંઇ કામ કરીએ તે કરીએ બરાબર વિચારી. "વિચારીને થાર ઉચ્ચાર વાણી." શેઠ સાહેબ. જુહાર ! આ સેવક છે આપની પુત્રીનો ઉમેદવાર.

જગમોહન—કહોકે ત્યારે આપ કેવાક છો હુશિઆર ?

વણિક—જુઓ શેઠ સાહેબ, આજકાલ મોંઘવારીનો જમાનો છે. માટે સોદો જોઇ વિચારી કરવો. આપની પુત્રીની કિંમત બીજા કરતાં મ્હારી પાંચસો વધારે. કહો છે કબુલ ?

જગમોહન—ગેટ આઉટ યુ બ્લડી ફુલ ! મ્હારી દીકરીને શું તું અમદાવાદની ગુજરીમાં મુકવા લાયક પુતળી સમજે છે ?

વણિક—નહિ શેઠ સાહેબ વાણિયો કોઇ દિવસ મગનું નામ નજ પાડે ! માટે સમજી જાવ.

જગમોહન—જાવ દુર થાવ નહિ તો હમણાં......

( જગમોહન હાથ ઉગામે છે ત્યાં વાણીયો રફુચક્ક થઇ જાય છે. ) પાનવાળો આવે છે.

પાનવાળો—ખુમારી ખુમારી મ્હારા પાનમાં છે અજબ ખુમારી ।

કપુરી પાનની સાથે ચુનો કાથો મીલાવીને
મસાલેદાર સોપારી મહિં નાંખી સમારીને

લ્યો સાહેબ આ આપની પુત્રીને કાજે પાનની પટ્ટી લાવ્યો છું. અને સાથે સાથે આપની પુત્રીના હાથની ઉમેદવારી નોંધાવવા આવ્યો છું.

જગમોહન—દુર થા ગમાર. આતે ખાનદાનનું ઘર છે કે વેશ્યા બજાર ?

પાનવાળો—અરે આનો મુહુર્તમાંજ મોચડાનો માર. બચ્ચાજી હવે તો અત્રેથી નાસવામાંજ લાગે છે સાર. ( પાનવાળો નાસી જાય છે. )

જગમોહન—આજ તો પાનવાળા અને હોટલવાળા પણ બેશરમાં બનીને દોડયા આવે છે. ( હજામ પ્રવેશ કરે છે. )

હજામ—શેઠ સાહેબ રામ રામ. સેવકનું નામ ભગલો હજામ. લખી લ્યો તમારી છોકરીના ધણી તરીકે મ્હારૂં પણ નામ.

જગમોહન—બ્હાર નીકળ મુરખના જામ !

હજામ—અરે પણ શેઠ સાહેબ આમ ગુસ્સે શા માટે થાવ છો ? આપની ચોટલી અમારાજ હાથમાં છે એ કેમ ભુલી જાવ છો ?

જગમોહન—અરે નીકળ ચોટલીના સગા ! હજામના ગગા ! નામના ભગ્ગા ! નહિ તો જોડે જોડે ટાલ પાડી નાંખીશ.

હજામ—પણ શેઠ હવે પલાળયું તો મુંડાવો તો ખરા. નામ તો લખો.

જગમોહન—જાય છે કે લાત ખાવી છે ?

હજામ—અરે પણ જાઉં છું તે બધ શ્યાબ. ( હજામ જાય છે. )

જગમોહન—તૌબા ભગવાન.

આતે રાફડો ફાટયો કે શુક્કરવારનું બજાર છે
એકને બદલે જુઓ તો એકત્રીસ ઉમેદવાર છે
છે ભેંસના એ ભાંઇ સઘળા કોઇને ઇજ્જત નથી
એ બેશરમથી વાત કરવાની મ્હને પુરસદ નથી.

બસ હવે તો દરવાજે તાળું લગાવીને ભઇયાને કોઇપણ માણસને અંદર નહિ આવવા દેવાનો હુકમ કરી દઉં. નહિ તો મ્હને લાગે છે કે એ બધા ઉમેદવારો આજે મ્હને પાગલ બનાવી દેશે.

મુર્ખા બધા આ ગામના મ્હારેજ ત્યાં આવી ચડયા ?
વોન્ટેડ છપાવી પેપરે તો સર્વ અહિં મુજને નડયા.
આ મગજમારીથી હવે તો મગજ ચક્કર ખાય છે.
શું ખબર ? જાહેર ખબરથી આ મુશીબત થાય છે.
હવે બસ આરામ લેવાનો કર્યો વિચાર છે.
ઉંધ શીર પર સ્વાર થઇ, ને બિસ્તરા તઇયાર છે.

( જાય છે. )

**પ્રવેશ ૩ જો** **તવંગરની તલવાર**

સ્થળ—શ્યામાકાન્તનું દિવાનખાનું.

પાત્રો—રમા, રમેશ, શ્યામાકાન્ત, શ્યામાકાન્તનો નોકર મોહન અને મોહનની સ્ત્રી ગંગા.

રમા—કેમ છે રમેશ હવે તો આરામ છે ના ?

રમેશ—ઈશ્વરનો પાડ માનીએ રમા કે સુળીની વાત સોઇથી સરી ગઇ ! નહિ તો ઝખમ એવો જીવલેણ હતો કે આજે ત્હારો રમેશ જીવતો પણ ન હોત.

રમા—બાપુજીએ પણ તે વખતે ઉશ્કેરાઇ જઇને કેવું અઘટિત પગલું ભર્યું ? ત્હારા જન્મ દિવસની ખુશાલીના પ્રસંગે આનંદને બદલે એમણે ક્રોધને જ શા માટે નિમંત્રણ કર્યું ?

રમેશ—એમાં બાપુજીનો વાંક ન્હોતો રમા, તે દિવસે એક દિવાની ઓરતે આવી બાપુજીના રંગમાં ભંગ કર્યો. એટલે બાપુજીનો ગુસ્સો કાબુમાં નહિ રહેવાથી, એમણે પિસ્તોલનો બ્હાર કર્યો; પરંતુ મ્હારૂં આવી પહોંચવું અને એ દિવાની ઓરતનું ખસી જવું એટલે એ પિસ્તોલ મ્હને વાગી.

રમા—ખરેખર રમેશ ત્યારે તો પ્રભુ કૃપાએ કરીનેજ આપણે એ અણધારી આફતમાંથી બચી ગયા છીએ. નહિ તો નાહક ખુનની ખાનાખરાબીમાં બધાને સંડોવાવું પડત. હા પરંતુ હવે ત્હારો જખમ તો રૂઝાઇ જવા આવ્યો છે નહિ વારૂં ?

રમેશ—હા, શરિરનો ઝખમ તો હવે સાવ રૂઝાઇ ગયો છે પરંતુ રમા તે સાથે આ હૃદયના કોઈ અદ્રશ્ય ખુણામાં એક નવો, ઝખમ ઉપળી આવ્યો છે.

રમા—( સ્વગત. ) અરે વાહરે રમેશ ત્હારી લુચ્ચાઇ ! ( પ્રકટ ) બતાવ જોઉં એ વળી નવો ઝખમ ક્યાંથી ઉપળી આવ્યો ?

રમેશ—મ્હેં કહ્યું નહિ કે એ ઝખમ તો મ્હારા હૃદયના કોઇ અદ્રશ્ય ખુણામાં પડયો છે. પરંતુ ત્હને ખબર છે રમા, કે એ ઝખમના જંતુ ઘણાંજ ચેપી હોય છે.

રમા—વોય મા ! ત્યારે તો એ ચેપી રોગ કહેવાય ! દુર રહેજે રમેશ નહિ તો કયાંક ત્હારો રોગ મ્હને પણ લાગુ પડશે !

રમેશ—એટલે શું હું એકલોજ એવા ઝખમથી પીડાઉં ? ના, ના, રમા મ્હને તો ત્હારી તન્દુરસ્તીની ઈર્ષા આવે છે, માટે એવો ઝખમ તો ત્હારા હૃદયમાં પણ ભલે પડે અને એવા ઝખમથી ત્હારૂં હૃદય પણ ભલે ઘવાય ! આ...જો ! એ ઝખમ ત્હને પણ ચોંટયો; અને એવા ચેપી દર્દે આ જો ત્હારૂં હૃદય પણ ઘવાયું.

( રમેશ, રમાને પાસામાં લઇને ચુમી લઇ લ્યે છે )

રમા—હં હં રમેશ, તું બહુજ લુચ્ચો છે. કેવી અજબ યુક્તિ કરીને મ્હને ફસાવી ? આખરે મ્હને પણ પ્રેમમાં જખમી બનાવી !

રમેશ—મુગ્ધે ! મનમાં તો ભાવતું હતું છતાં ત્હેં પણ કેટલીયે ચાલાકી ચલાવી ?

—ગાયન—

( સાખી )

રમેશ— પ્રેમ દર્દે જીગર ઘાયલ આ બન્યાં
પ્રિયતમે જાદુ કર્યાં.

રમા— નેહ થકી નિભાવજો
વાલમ મીઠાં વહાલ—
પ્રણયભર્યાં વચનોમાં ભૂલી હું ભાન

રમેશ— સુખકર શ્યામા સલુણી સોહાવતી.
શીદને લજ્જાયે મૂક મુગ્ધા તું માન
પ્રણય૦

રમા— અંતર ઉર્મિના મોજાંથી છલકયાં સરવરીયાં
રમેશ— પ્રેમ પિયુષો થી ભરીયાં લ્હેરા...તાં.
રમા— એ તરંગના ઉમંગ
રમેશ— અંગે અંગ વાહ વાહ
પ્રેમ પિયુષો થી ભરીયાં લ્હેરા...તાં.
પ્રણય૦

( ગાયન બાદ બન્ને પ્રણય વાર્તામાં મસ્ત છે, ત્યાં શ્યામાકાન્ત પ્રવેશ કરે છે )

શ્યામાકાન્ત—( સ્વગત ) વાહ બુલ્બુલ તો આબાદ ફસાવ્યું ?

શીકારી છે તાત તેનો પુત્ર તિરંદાજ છે.
તોપચી ઉસ્તાદનો શાગિર્દ ગોલંદાજ છે.
આજ સુધી એમ ધાર્યું છોકરામાં દમ નથી
આજ સમજ્યો પૂર્ણ કે મ્હારોય એ શીરતાજ છે.

( પ્રકટ ) રમેશ, (રમેશ શરમાય છે) હવે એમાં શરમાઈ શાનો જાય છે? (જરા અટકીને) શુ મોહન આજે કામ ઉપર નથી આવ્યો?

રમેશ—નહિ જી એ બિચારાનો છોકરો બિમાર થઈ ગયો છે!

શ્યામાકાન્ત—છોકરો બિમાર થઈ ગયો એટલે શું નોકરી ઉપર પણ ન આવવું? એ હરામખોરોનો તો હાડકાંજ હરામનાં થઇ ગયાં છે. આજે છોકરો બિમાર છે, કાલે બાયડી બિમાર થશે, પરમ દિવસે મા મરી જશે. એટલે શું અમારે તેમને હરામનો પગાર આપી દેવો? બસ આજે ને આજેજ તેને નોકરી ઉપરથી લાત મારીને બ્હાર કાઢીશ.

( ગુસ્સામાં જવા ધારે છે ત્યાં સામેથીજ મોહન આજીજી કરતો પ્રવેશે છે )

મોહન—દયા કરો ઓ શેઠ સાહેબ. પુત્રની બિમારીથી લાચાર બનેલા એક ગરીબ બાપ ઉપર દયા કરો.

પુત્ર મ્હારો પ્લેગથી પટકાઇને બેહોશ છે.
આજે પ્રભુનો અમ ઉપર ઉતર્યો ગજબનો રોષ છે.
દુઃખ ઉપર દયા બદલે જુલમ આવો કાં કરો?
લાચાર છું ઓ શેઠ મુજપર રહેમ કંઇ દિલમાં ધરો.

શ્યામાકાન્ત—રહેમ? કોના ઉપર રહેમ? એ બદામના નોકર ઉપર રહેમ કરવા બેસું તો કાલેજ હું પણ ત્હારી માફક ભીખ માગતો થઇ જાઉં. હરામખોરો! કામ કરવું નથી અને મફતમાં પગાર જોઇએ છીએ એમ?

મોહન—શેઠ સાહેબ, આટલા નિર્દય ન થાવ. આટલા દિવસમાં આજેજ ફક્ત એક કલાક મોડો આવ્યો છું, અને તે પણ મ્હારા બચ્ચાની બિમારીને લઇનેજ. આજે ચાર દિવસ થયાં મ્હારો છોકરો તાવમાં તરફડે છે. ટીપાં દુધ માટે વલખાં મારે છે. બે દિવસ થયાં ઘરમાં અનાજનો દાણો પણ અમોએ જોયો નથી. ગયા માસનો આખો પગાર દવાદારૂમાં ખર્ચાઇ ગયો છે, એટલે લાચારીએ આપની પાસે દયા યાચવા આવ્યો છું. મ્હારા ખાતર નહિ તો મ્હારા બિમાર બચ્ચાની દયા ખાતર ફક્ત બે રૂપિયા આપો, ઓ શેઠ ફક્ત રૂપિયા બે...

શ્યામાકાન્ત—બે ફુટી બદામ પણ નહિ મળે. છોકરાની ચાકરી જો ત્હારાથી ન થાય તો જા તેને દવાખાનામાં મૂકી આવ.

પુત્ર જીવે કે મરે તેનું મને શું કામ છે?
મફતનાં નાણાં નથી મહેનતતણા અહિં દામ છે.
નોકરી કરતાં તમારા છોકરાં માંદા પડે
જાવ બેસો ઘેર જઇ મુજને નહિ એ પરવડે.

રમેશ—પિતાજી, શ્રીમંતાઇએ શું આપને આટલી હદે લાગણી હીણા બનાવી

દીધા છે ? એ બિચારો આટઆટલા કાલાવાલા કરે છે તેની શું આપને જરાએ અસર નથી થતી. પથ્થરને પણ પીગાળી નાંખે એવી આ ગરીબની હાય તમારા વજ્ર હૃદયને જરાયે અસર કરતી નથી ?

પિતા કેરૂં હૃદય એનું પુત્રના દુઃખે રડે.
જુઓ તો આ તાત એની આંખથી આંસુ પડે.
એક બાજુ બાળ એનું તાવમાંહિ તરફડે
એ દુઃખ દેખી તાત કેરૂં હૃદય ભયથી ફડફડે.
આ દ્રશ્ય આવું કરૂણ શેં તમથી અરે જોવાય છે ?
જે દ્રશ્ય દેખી વજ્ર પણ પાણી બની વહી જાય છે.

શ્યામાકાન્ત—છોકરા એવી નાદાનીયતની વાતો સાંભળવાની મ્હને ફુરસદ નથી. ત્હારા જેવું ડહાપણ જો મ્હેં ચલાવ્યું હોત તો આજે મ્હારે પણ ભીખ માગવા નીકળવું પડત. માટે ખબરદાર, આજથી કોઇ દિવસ પણ મ્હારા કામની વચ્ચે આવીશ તો પરિણામ માઠું આવશે એ યાદ રાખજે. જા ઘરમાં જા, રમા એને અંદર લઇ જા.

( રમા અને રમેશ હતાશ થઇને અંદર જાય છે )

મોહન, અહિં આવ. નાલાયક નિમકહરામ ચોવીસે કલ્લાક નોકરી ઉપર હાજર રહેવા માટે તો મ્હેં તને આજ બંગલામાં ઓરડી કહાડી આપી છે; તેના બદલામાં ત્હારી સ્ત્રી મ્હારી ઇચ્છાનો અનાદર કરે છે કેમ ? બદમાસો તમારી સાથે તો દયાને બદલે આ કોરડાથી કામ લેવું ઘટે. બોલ હજુ પણ માની જાય છે ? તું બે રૂપિયા માગે છે તેને બદલે હું ત્હને પાંચ રૂપિયા આપવા તઇયાર છું પરંતુ જો તું મ્હારો હુકમ માનીશ તોજ નહિ તો પછી......

મોહન—ખુશીથી માનીશ. ઓ મ્હેરબાન, મ્હારો છોકરો બચતો હોય તો આપ જેમ કહો તેમ કરવા હું તઇયાર છું.

શ્યામાકાન્ત—વારૂ ત્યારે આજે રાત્રે મોકલીશ ?

મોહન—રાત્રે મોકલું ? કોને ?

શ્યામાકાન્ત—ત્હારી ઓરતને.

મોહન—ઓહ ! પ્રભુ, ધર્મ સંકટ ! પુત્રની કિંમત મ્હારી પત્નિની પવિત્રતા ! હાય ? પરમાત્મા તવંગરની તલ્વાર અમારા ઉપર આજે બેધારી ફરી રહી છે ! (વિચાર કરે છે) ત્યારે શું કરૂં ? આબરૂને જતી કરૂં અને પુત્રને બચાવું ! નહિ. આયુષ્ય હશે તો છોકરો બચશે અને આયુષ્ય નહિ હોય તો ઉપાય નકામા છે. હાં પરંતુ-ધર્મ ઇજ્જત-નીતિ ! એ ગુમાવી તો તો પછી...

શ્યામાકાન્ત—કેમ શું વિચાર કરે છે ? બોલ કાં હા કહે અગર તો ના કહે.

મોહન—શેઠ સાહેબ. (સક્રોધ સ્વસ્થ થઇને) નરાધમ નરપિશાચ ! અમારા

લોહી તો ચુસી લીધા છે, અને હવે ઇજ્જત પણ લુંટવી લેવી છે ? નહિ ! નહિ ! તે તો નહિજ થાય !

શ્યામાકાન્ત—એમ મ્હારી સાથે આટલી ઉધ્ધતાઈ ? સબુર કર ત્હારી ઇજ્જતનો ત્હને પુરેપુરો બદલો આપું છું.

( શ્યામાકાન્ત ચાબુકથી મોહનને ફટકાવે છે મોહન બુમો મારે છે. )

મોહન—હાય...ઓ...બાપ...રે...ઓ...બચાવો...

( મોહનની સ્ત્રી ગંગા તેની બુમો સાંભળીને દોડતી આવે છે. )

ગંગા—ન મારો. ઓ શેઠ તમારે પગે પડું છું એને વધુ ન મારો.

શ્યામા—બોલ મ્હેં કહ્યું તે કબુલ છે ?

ગંગા—હા મારા બચ્ચાંની ખાતર.

મોહન—ગંગા ગંગા એ ત્હારૂં શિયળ માગે છે.

શ્યામા—ચુપ હરામખોર.

( વળી તે ચાબુક લગાવે છે. )

ગંગા—લાચાર છું નાથ ! દુખના ઝાડ હવે જોવાતા નથી.

મોહન—હત કુલ્ટા ?

શ્યામા—ચુપ બદમાસ......

( ચાબુક ઉગામે છે )

ગંગા—દયા સરકાર.

[મોહન ગંગા તરફ ક્રોધ દર્શાવે છે. શ્યામાકાન્ત મોહન ઉપર ચાબુક ઉગામે છે. ગંગા આજીજી કરતી શ્યામાકાન્તના પગ પાસે અને બન્નેની વચ્ચે રહીને શ્યામાકાન્તને મારતો અટકાવે છે.]

( ટેબ્લો. )

પ્રવેશ ૪ થો — અરાજકતા

સ્થળઃ—જાહેર રસ્તો.

પાત્રોઃ—લલિતા અને મોહન.

( લલિતા કરેલા પાપોના પ્રાયશ્ચિતથી બળતા જીગરે ગાતી ગાતી પ્રવેશે છે )

—ગાયન—

અંતરની આગ ન ક્યાંય બુજાય
આંખમાંહિ નહિ નીર જરાય સુકાય. અં૦

દેહમહિં દાવાનળ સળગ્યા
સળગ્યા જીવન તાપે રે
બળતીને પણ દુનિયા બાળે
કેમ કહો સહેવાય— અંતરની૦

નયનનાં આંસુઓથી હૃદય કેરી આગ બુઝાતી નથી
કરૂં છું યત્ન ભૂલવાનો છતાં એ વાત ભૂલાતી નથી.
એ પ્રેમ, એ આનંદ જે માની લીધો તો મ્હેં
ખબર ન્હોતી કે એ આનંદ આજે આ દશા કરશે.

શ્યામાકાન્ત, મ્હને ન્હોતી ખબર કે ત્હારી મીઠી જીભાનમાં આવું કાતિલ વિષ હશે! હું ન્હોતી ધારતી કે તું આટલોબધો દગાબાજ અને નીચ હશે!

પહેલી ફસાવી ને પછી કીધી રખડતી ત્હેં મ્હને
પુરો પીછાન્યો આજથી એ બેવફા આશક ત્હને
ટ્રસ્ટી બનીને સર્વ મીલ્કત હજમ કરતા નવ ડર્યો
એ પ્રતિષ્ઠિત પાપાત્મા શયતાન તું પુરો ઠર્યો.

ચેતો! ચેતો! એ દુનિયાંની નારી જાત, પુરૂષોના સ્વાંગમાં છુપાયેલા સમાજનાં શયતાનોથી ચેતો.

હોંશે કરી નિજ હસ્તમાં અંગાર ધગધગતા ગૃહો
(યા) ખુશીથી કરમાં વલય બદલે ભૂજંગોને ગૃહો
સીના મહિં કાતિલ કટારી ભોંકતા ડરશો નહિ,
પણ પુરૂષ જાતિનો કદાપિ સ્પર્શ કોઇ કરશો નહિ.
મૂખમાં ઝરે અમૃત છતાં જેના જીગરમાં ઝહેર છે
સંસારમાં પુરૂષો તણો બસ ઝુલ્મ કાળો કહેર છે.

) મોહન પ્રવેશ કરે છે. )

મોહન—લ્યાનત હો એ નારી જાતને કે જેથી પુરૂષની જીંદગીમાં ઝહેરનાં બીજ રોપાય છે. કમજાત કુલ્ટાએ, એ દુષ્ટ શ્યામાકાન્તની ઇચ્છાને આધીન થઇને મ્હારી જીંદગી બગાડી નાંખી. મ્હારો અવતાર ધૂળમાં મેળવી દીધો. શીયળને ભોગે છોકરાનો જાન બચાવવા નીકળેલી માતા જીવતી રહે તે કરતાં તો તેને મારી નાંખવી સારી. સારૂં થયું કે છોકરો પણ અમારા જેવા પતિનોથી છુટયો; નહિ તો એ રંડાની માથે મ્હારે તેનું પણ ખુન કરવું પડત. હાય ગરીબી તું અમારા હાથે ન કરવાનાં કામો કરાવે છે. (અચાનક તેની નજર લલિતા ઉપર પડે છે) અરે આ વખતે વળી અહિંયા રસ્તામાં કોણ સ્ત્રી જેવું જણાય છે? (નજીક જઇને) કોણ છે તું બાઇ?

લલિતા—ત્હારા જેવી એક દુખી સ્ત્રી છું ભાઈ! ત્હારા બધા ઉદ્દગારો મ્હેં સાંભળ્યા છે.

મોહન—શું ત્મારે હું ખુની છું? તું મ્હને પકડાવી દઇશ?

લલિતા—નહિ, દુખીને વધુ દુખો દેવા કરતાં દિલાસો દેવાનું મ્હને વધારે ગમે છે. ભાઇ, બોલ તો! ત્હેં ત્હારી સ્ત્રીનું શા માટે ખુન કર્યું?

મોહન—શું કહ્યું ? શા માટે ખુન કર્યું ? જે સ્ત્રી પોતાના સ્વામી સમક્ષ, અન્યની થાય તેનું ખુન ન કરૂં તો શું પુજા કરૂં ?

લલિતા—એટલે શું શ્યામાકાન્તની બદનજરનો એ ભોગ બની ? ઓહ પ્રભુ એ શયતાન ખબર નહિ હજુ કેટલાંયનાં જીવન બરબાદ કરશે!

મોહન—શું ત્યારે તમો પણ શ્યામાકાન્તને ઓળખો છો ? એ શયતાન શું કંઈ તમારો સગો તો નથી થતો ને ?

લલિતા—સગો ? એક વખત આ લલિતાનો એ ઘણોજ નિકટનો સંબંધી હતો પરંતુ એ સંબંધ હવે વૈરમાં પલટી ગયો છે.

પ્રેમને બદલે હવે તો દ્વેષની જ્વાળા ઝરે
સ્નેહ બદલે નજરમાંથી વેરના તણખા ખરે
સંબંધ જે પહેલાં હતો, સંબંધ તે આજે નથી
પણ આજ મ્હારૂં હૃદય તેના ખુનની ઇચ્છા કરે.

મોહન—બ્હેન, એ પાપીનું ખુન કરવા માટે તો મ્હારા પણ હાથ સળવળી રહ્યા છે, પરંતુ એના એકનાજ ખુનથી આ હૃદયને શાંતિ મળે એમ નથી લાગતું. આજે એક શ્યામાકાન્ત મરશે તો કાલે બીજો પયદા થશે. આજનો શ્રીમંત સમાજ ઘેર ઘેર એવા શ્યામાકાન્તોને પોષી રહ્યો છે માટે એ મૂડીવાદી સમાજનોજ જ્યાં સુધી નાશ ન થાય ત્યાં સુધી આ મોહનને શાંતિ મળવાની નથી.

લલિતા—ત્યારે હવે તું શું કરીશ, અને ક્યાં જઈશ ?

મોહન—જઈશ જ્યાં મ્હારો પ્રભુ મ્હને લઇ જશે ત્યાં, અત્યારે તો પોલિસ પાછળ પડે તે પહેલાંજ અહિંથી પસાર થાઉં છું. (મોહન જાય છે)

લલિતા—ખરેખર સંપત્તિ અને વિપત્તિનું સંઘર્ષણ એનુંજ નામ અરાજકતા.

(લલિતા બીજી બાજુ રવાના થાય છે)

## પ્રવેશ ૫ મો — ખરેખર અજબ !

સ્થળ—વૈકુંઠરાયના બંગલાની પાછળનું ઉદ્યાન.

પાત્રો—રજની, અરવિન્દરાય, અનિલકુમાર, વૈકુંઠરાય, સરલા તરલા અને મોહન.

(સરલા તથા તરલા સાથે ઉદ્યાનમાં વસંત ઝુલે રજની હિંચી રહી છે અને પડદો ઉપડે છે)

ગા ય ન

સરલા }
તરલા :}

રસવાડીએ તન ડાળીએ
હાં...હિંચે સલુણી શ્યામા.
યૌવન ઝુલે ૧હિંચન હિંચી
સ્નેહ સુધા રસ હૃદયે સિંચી
લહેરાતી મલકાતીઝુલેતી વિસામા-(૨)-
હાં...હિંચે૦

સાખી

તન તરૂવરને હિંચકે મન ઝુલે મસ્તાન
મદન લહરમાં માનુની ભુલે નિજનું ભાન
હૃદય ચહે ન્હાવાને રસ સરિતામાં-(૨)
હાં...હિંચે૦

સરલા- અનુપ યૌવન તણી ડાળે સખી ત્હેં હિંચકો બાંધ્યો
પરંતુ મદન ઝુલાનો રસિક ઝુલાવનારો ક્યાં ?

તરલ - મદન મદ અંગમાં વ્યાપ્યો મનોહર મુગ્ધ લલનાને
પરંતુ માનુનિનો મદન મદ ઉતારનારો ક્યાં ?

રજની—સખી તરલા ત્હને તે આખો દિવસ આવી મદનનીજ મસ્તી સુજે છે કે શું ?

સરલા—બ્હેન તરલાનાં તેજ તો હવે ઉતરવા આવ્યાં. હવે તો રજની બ્હેનનુંજ યૌવન હિલ્લોળે ચડયું છે એટલે—

સ્નેહ સુધાના શીકર થકી જ્યાં અંગ મહિં રોમાંચ થતાં
તસ તસતી તન કંચુકી કેરાં બંધન અતિશય તંગ થતાં.

સરલા- રસભર રામા રમણિય વદને, રમણ સ્મરણમાં ભાન ભુલે
એવું યૌવન આવે ત્યારે રમણી ઝુલતી મદન ઝુલે.

સરલા- કોયલના ટહુકાર સમું અલબેલું યૌવન જ્યાં આવે
વસંતના ચમકાર સમું રસ ઘેલું મુખડું મન ભાવે.

તરલા—અલિ એ કોનું મુખડું ?

રજની—હાં કહોને કોનું વળી ?

સરલા—બીજા વળી કોનું ? અરવિન્દરાયનુંજ તો !

રજની—વાહ !

તરલા—વાહ શું ? ગાલ ઉપર શરમના શેરડા કેમ પડે છે ?

(તરલા રજનીના ગાલે એક ધીમો તમાચો મારે છે)

રજની—છોડો મસ્તી! આવું નાટક માંડી બેઠાં છો તે!

તમારા બોલમાં હરદમ ભરી છે કંઇ ગજબ મસ્તી
વદન મસ્તી ભર્યું ને આંખમાં પણ છે અજબ મસ્તી
તમારા શબ્દ શબ્દે ચાતુરીમાં હોય છે મસ્તી
અજાણી છું સતાવો શીદને આવી કરી મસ્તી?

ગા ય ન

રજની— બેજાર હું છું તમથી ઓ બ્હેની બેજાર.
મસ્તી સહેવાય નહિ
તમને કહેવાય નહિ
હારી હું થઇ છું લાચાર—બેજાર૦
સરલા— થાય છે અજાણી પણ વાણી કંઇ ઓર છે.
તરલા— મુખની છે એક વાત દિલની કંઇ ઓર છે.
બન્ને— ચાહે દુલારી દિલદાર—બેજાર૦

(ગાયન સાથે સખીઓ સહ રજનીનું પ્રસ્થાન; બાદ અનિલકુમાર, અરવિન્દ અને વૈકુંઠરાય વાતો કરતા કરતા પ્રવેશ કરે છે)

વૈકુંઠરાય—છતાં ફર્જ એતો ફર્જ! સમજ્યા કે અનિલકુમાર! બેન્કનો તમારા ઉપર ચ્હાય તેટલો વિશ્વાસ હોય તો પણ તમારી ફર્જ હતી કે એ રકમ તમારે એજન્ટને સોંપી દેવી ઘટે. ન કરે નારાયણ ને એ પચ્ચાસ હજારની રકમ તમારા ખીસામાંથી ગુમ થાય તો જીંદગીભરની કાળી ટીલી બેસે.

અનિલ—પરંતુ વડીલ. હું હજુ કેશ મેળવતો હતો ત્યાં તો સાહેબ ચાલ્યા ગયા. અને વળી જતાં જતાં એટલું પણ કહયું કે આજની કેશ તમારી પાસે ભલે રહી. બેન્કને તમારામાં એટલો તો વિશ્વાસ અવશ્ય છેજ.

અરવિન્દ—અનિલ, એવી ભલમનસાઇ તો ખાસ કરીને આપણને વધુ જવાબદાર બનાવે છે.

વૈકુંઠરાય—ખેર, done is done! હવે એ બધું જોખમ અત્યારે અંદર આપણી તીજોરીમાં રાખો, અને આપણે સહુ જલ્દી બંગલામાં ચાલો કારણ કે રસોઇ તઇયાર થઇ ગઇ છે. રજની......... (રજની પ્રવેશ કરે છે.)

રજની—જી. (શરમાઇને નીચું જોઇ રહે છે.)

વૈકુંઠરાય—શરમાય છે કે? અનિલકુમાર અરવિન્દરાયને લઇનેજ આવ્યા છે. હવે ખુશી ને? અનિલકુમાર આ બધા આપણા જુનાં સંસ્કાર.

(રજની ચાલી જાય છે.)

અનિલ—વડીલ, એ મર્યાદામાં પણ માધુર્ય છે. લે અરૂ ચાલ.

અરવિન્દ—જીવન નભમાં પુનઃ આજે પણ વિજળી ચમકી અને અદ્રશ્ય થઇ.

( સહુ જાય છે; અને લપાતો છુપાતો ધાડપાડુ બનેલો મોહન પ્રવેશે છે. )

મોહન—ગરીબીમાં પીસનારો કરૂર મુડીવાદ છે
શ્રમ જીવીઓને ચુસનારો અધમ મુડીવાદ છે
પુન્ય ને નીતિ તણો ભક્ષક મહા જડવાદ છે
નિર્બળ જનોને મારનારો અધમ મુડીવાદ છે.

જે શ્રીમંતોની સેવા અર્થે મ્હેં મ્હારા લોહીનું પાણી કર્યું તેજ શ્રીમંતોએ મ્હારા બચ્ચાનો જાન લીધો ! મ્હારી સ્ત્રીનું શીયળ લુંટયું. હવે એ શ્રીમંતોને જયાં સુધી આ પૃથ્વિ ઉપરથી જળમૂળથી ઉખેડી ન નાંખું ત્યાંસુધી મ્હારૂં વૈર નહિ વળે. અમારાજ પરસેવાના એકેક ટીપાંએ પેદા કરેલા પઇસા ઉપર મોટરોને બંગલામાં મોજ કરના । એ મુડીવાદીઓને ધુળ ફાકતા નહિ કરૂં ત્યાં સુધી મ્હારા દિલને શાંતિ નહિ વળે. પચ્ચાસ હજારની નોટોને તીજોરીમાં રાખીને એ મૂર્ખાઓ જમવા ગયા છે, પરંતુ આ ધાડપાડુ મોહન એમની જાસુસી કરતો ફરે છે તેની કયાં એ બેવકુફોને ખબર છે ? (ખીસામાંથી ચાવીનો જુડો કહાડે છે.) એવી કોઇ પણ તીજોરી નહિ હોય કે જેને આ મોહનના જુડાની ચાવી લાગુ ન થાય. અત્યારે નોકર ચાકર પણ બધા એમની ખીજમતમાં મશગુલ હશે. આવો લાગ શા માટે ગુમાવું ? એકજ તડાકે રૂપિયા પચ્ચાસ હજાર !

(મોટી ફલાંગ ભરતો અંદર જાય છે. થોડીવારે એક તરફથી રજની અને બીજી તરફથી અરવિન્દ પ્રવેશ કરે છે)

રજની—વાહ નજર ચુકાવીને ન્હાસી આવ્યા કે ?

અરવિન્દ—સૌન્દર્યચુંબકમાં એક આકર્ષણ છે કે પુરૂષ રૂપી ધાતુને તે સદા ખેંચી રાખે છે.

રજની—જો બધા પુરૂષો આ સૌન્દર્ય તરફ ખેંચાશે તો પછી તમોને ઇર્ષા નહિ થાય ?

અરવિન્દ—એતો મન મનના કારણ છે. સાચા સ્નેહમાં ઇર્ષાને સ્થાન હોતુંજ નથી; પ...ણ હવે આમ દૂર કયાં સુધી ન્હાસતી ફરીશ ? જરા નજીક તો આવ.

રજની—અરવિન્દ, સંસ્કાર અને સંયમનાં સુત્રો શું આટલીજવારમાં ભૂલી ગયા ? તમો પુરૂષોની તો જાતજ અધીરી !

(મોહન પચ્ચાસ હજારનું બંડલ લઇને છુપાતો છુપાતો આવે છે)

મોહન—ઇશ્કમાં આંધળા બનેલા માનવી ! છતી આંખે બાર ગાઉમાં અંધારૂંજ દેખજો.

(પસાર થાય છે)

અરવિન્દ—અમો તો ઘણીય ધીરજ રાખીએ પરંતુ જ્યાં તમારી હાજરી થાય કે ધીરજ ખબર નહિ કયાંય પલાયન કરી જાય છે.

રજની—એવી ખુશામદથી હું ભોળવાઉં એવી નથીજ તો. લ્યો ચાલો ડાહ્યા થાવ. સામેથી પિતાશ્રી સાથે કુમાર......(અટકી જઇને આશ્ચર્ય પામતાં) અરે, પણ આમ બેબાકળા કેમ ?

અનિલ—અરૂ, ત્હેં મશ્કરી તો નથી કરી ? તીજોરીમાંથી પૈસા ગુમ કેમ થઇ જાય ?

અરવિન્દ—તીજોરીમાંથી ?

વૈકુંઠરાય—હા તીજોરીમાંથી ! છતાં ચાવી મ્હારી પાસેથી જરા પણ વેગળી નથી ગઈ !

રજની—એતો અજબ ! બરાબર તપાસી જોયું ? કયાંય ખુણે ખાંચરે......

અનિલ—અરે બધુંય જોઈ વળ્યા. અરવિન્દ, ત્હારી સાથે મહેમાની માણવા આવતાં આ આફત આવી ! હવે હું બેન્કમાં સાહેબને શો જવાબ આપીશ ?

વૈકુંઠરાય—પારકાં નાણાં પાસે રાખવાનું આ પરિણામ !

અનિલ—એટલે શું દાઝ્યા ઉપર ડામ ? અરવિન્દ, જો મ્હાગથી પૈસા કાલ બેન્કમાં નહિ ભરાય તો કાંતો ઝહેર ખાવું પડશે, અને નહિ તો આપઘાત......

અરવિન્દ—એમ આકળો ન બન, મ્હને પુરી તપાસ કરવા દે. તમો સહુ આહંયાજ ઉભા રહેજો. હું તીજોરી જોઇ આવું.

(અરવિન્દ અંદર જાય છે)

અનિલ—બ્હારનું તો કોઇ નથી આવ્યું ના ?

વૈકુંઠરાય—નહિ, બ્હારથી કોઇપણ આવેલુંજ નથી.

અનિલ—તો પછી આમાં ચોર કોણ ?

રજની—એજ સવાલ છે ના !

અરવિન્દ (પુનઃ પ્રવેશતાં) તીજોરી સલામત છે. વડિલ, આપે જ્યારે નોટો કહાડવા માટે તેને ખોલી ત્યારે પણ તે બરાબર બંધજ હતી ના ?

વૈકુંઠરાય—હા, છતાં અજબ થાઉં છું કે ચોરી કેમ થઇ ?

અનિલ—ચોરી તો થઇ પરંતુ હવે મ્હારી આબરૂનું શું થાય ? કાલે સાહેબને શો જવાબ આપીશ ?

અરવિન્દ—(અનિલને બાજુમાં લઈ જઈને) અનિલ, વાતને ચોળીને ચીકણી કરવા કરતાં અત્યારે તો અહિંથી જવુંજ જોઈએ. પૈસાનો બંદોબસ્ત હું ચ્હાય તેમ કરીને કરી આપીશ, પરંતુ વધુ હોહા થશે તો આમાં બધાની ઈજ્જત જવાનો વખત આવશે !

અનિલ—તું તારી મરજી પડે તેમ કર મ્હને તો મ્હારા પૈસા જોઈએ.

અરવિન્દ—તે હું આપીશ; પરંતુ અત્યારે તો તું ચુપ રહે. (વૈકુંઠરાયને) વડીલ, આ બાબત ગુપ્ત રાખવામાંજ સાર છે. કારણ કે ચોરી એવી રીતે થઈ છે કે આપણેજ ચોર ઠરીએ છીએ માટે આટલાજણ સિવાય આ બીના કોઈ પણ ન જાણે તેવું વચન આપો.

વૈકુંઠરાય—તમારી સલ્લાહ વ્યાજબી છે. પણ......

અરવિન્દ—બસ મ્હારી ખાતર આટલેથીજ વાતને પતાવો. હવે અમો રજા લઈશું, અનિલ, ચાલ.

અનિલ—કઈં સમજાતું નથી કે શો ગોટાળો છે ?

વૈકુંઠરાય—અજબ !

રજની—ખરેખર અજબ !

(અનિલ અને અરવિંદ જાય છે,

વૈકુંઠરાય અને રજની પુતળાં સમાં સજ્જડ ઉભાં છે. પડદો પડે છે)

## પ્રવેશ ૬ ઠો — મિત્ર ખાતર

સ્થળ—શહેરી બગીચો.

પાત્રો—શ્યામાકાન્ત અને પાછળથી અનિલકુમાર તથા અરવિન્દ.

(મહેફીલમાં અરવિન્દને લીધે માનભંગ થએલો શ્યામાકાન્ત, અરવિન્દના ઉપર વેર વાળવાના મનસુબા ઘડતો દાખલ થાય છે)

શ્યામાકાન્ત—ભર મહેફીલમાં મ્હારૂં એક વેશ્યાને હાથે અપમાન કરાવનાર અરવિન્દ એકાદ વખત જો આ શ્યામાકાન્તના ઝપાટામાં આવે તો જગતની ઉપાધી વહોરવાની ત્હારી ખોડ એકજ દિવસમાં ભુલાવી દઉં.

છળ કપટની જાળમાં તું જ્યાં સુધી આવ્યો નથી
મુજ આગ ઓલવવા મહિં હું ત્યાં સુધી ફાવ્યો નથી
ડંસ આ દિલનો વખત આવ્યે બરાબર દેખજે
અપમાનનો બદલો લઈશ તે પૂર્ણ રીતે પેખજે

વાહ વાહ ! કિસ્મત જ્યારે સીધું હોય છે ત્યારે સંજોગો પણ અનુકુળ મળી જાય છે. જેને પાયમાલ કરવાની પેરવી કરી રહ્યો છું તે ખુદ નામદારજ સામેથી અનિલ સાથે આવતા જણાય છે. અહિંયા છુપાઇને સાંભળવા દે કે બન્ને દોસ્તોમાં શી વાતચીત થાય છે.

(અનિલકુમાર અને અરવિન્દ પ્રવેશ કરે છે)

અરવિન્દ—તું શા માટે ગભરાય છે ? ત્હારી ખાતર આટલો ભોગ શું મ્હારાથી ન અપાય ?

અનિલ—પણ અરૂ, એ રકમ ન્હાની સુની નથી ના ! પચ્ચાસ હજાર રૂપીઆ તું આપશે ક્યાંથી ?

અરવિન્દ—બાપુજીની તીજોરીમાંથી.

અનિલ—અશક્ય ! બાપુજી એવડી મોટી રકમ ત્હને કદાપિ પણ નજ આપે.

અરવિન્દ—હું જાણું છું કે એ ન આપે પરંતુ લીધા સિવાય પણ છુટકો નથી. એ દિવસને માટે રકમ આડી અવળી કર્યા સિવાય નહિ ચાલે.

અનિલ—એટલે શું તું તીજોરીમાંથી ચોરી કરીશ ?

અરવિન્દ—હા, બીજો કોઇ રસ્તો નથી.

અનિલ—નહિ નહિ અરૂ, મ્હારૂં ન્હાય તે થાય પરંતુ એવું પાપ ત્હને વ્હોરવું પડે એમ તો હું નહિ થવા દઉં.

અરવિન્દ—અનિલ, મ્હને એવાં પાપ કરતાં મિત્રની ઇજ્જત વધારે કિંમતી લાગે છે માટે મ્હને તેમ કરવા દે.

વીરની સાચી પરિક્ષા યુદ્ધના મયદાનમાં
તલ્વાર પાણી પારખો અરિ દલ તણા સંગ્રામમાં
પત્નિ તણી કિંમત ખરી દુખના દિવસમાં થાય છે
સંકટ સમય સન્મિત્રની સાચી કસોટી થાય છે

વિચાર કર દોસ્ત કાલે સવારમાંજ જો બેન્કમાં પઇસા નહિ ભરાય તો જીંદગી સુધીનું કલંક અને જેલની મહેમાની કરવી પડશે માટે મ્હને મારૂં ધાર્યું કરવા દે, પિતાજીને પછીથી હું પોતેજ બધો ખુલાસો કરી દઇશ.

અનિલ—તો પછી અત્યારેજ શા માટે એમની પાસેથી લઇનેજ ગોઠવણ નથી કરતો.

અરવિન્દ—અનિલ બાપુજીના સ્વભાવથી તું અજાણ્યો છે એટલેજ એમ કહે છે. ભુલ કરે તે પરિણામ ભોગવે એવોજ એમનો સિદ્ધાંત હોવાથી બાપુજી પઇસા તો નહિ આપે પરંતુ ઉલટું ત્હનેજ સાંભળવું પડશે.

અનિલ—ઠીક ત્યારે ત્હારી ખુશીમાં આવે તેમ કર પરંતુ મ્હને તો વૈકુંઠરાયને ત્યાં ચોરી થઇ એમાંજ વિચિત્રતા લાગે છે.

અરવિન્દ—હું પણ એટલોજ અજાયબીમાં ગરકાવ થયો છું પરંતુ પ્રસંગ એવો બની ગયો છે કે કોઇને વધુ પુછપરછ પણ ન થાય. લે ચાલ મ્હારી સાથે હું બાપુજીની ગેરહાજરીમાં ત્હને તીજોરીમાંથી પૈસા કહાડી આપું.

(અરવિન્દ અને અનિલ જાય છે)

શ્યામાકાન્ત—જાઓ બચ્ચાજી આપનીજ તીજોરી ફાડી દોસ્તને બચાવો. એટલે તુરતજ તમારા હાથમાં જણુજણીયાં પહેરાવવાનો પ્રબંધ કરૂં.

(શ્યામાકાન્ત પણ તુરતજ તેઓની પાછળ જાય છે)

## પ્રવેશ ૭ મો — બાજીગરની બાજી

સ્થળ—જગમોહનદાસ જે. પી. નું મકાન.

પાત્રો—જગમોહનદાસ જે. પી., વિલાસીની, કવિ વિદ્યાધર અને મેના.

જગમોહન—હવે કહેવું છે કંઈ હવે ? દિલમાં હતું કે છોકરીને કોઈ સારા મૂરતિયા સાથે પરણાવીને છોકરાને ઘર જમાઈ તરીકે રાખી લઉં, પરંતુ કોઈ એવો જમાઈ પણ નથી મળતો કે જે મ્હારા જેવા ખાનદાન દરજાનો અને અપ-ટુ-ડેટ હોય. છોકરીનું દિલ પેલા લફંગા કવિ વિદ્યાધર ઉપર ચોંટયું છે પરંતુ એવા કડકાબાલુસ સાથે મ્હારી છોકરીને પરણાવીને મ્હારે મ્હારી આબરૂના કાંકરા નથી કરવાના તો !

જસ્ટીસ ઓફ ધિ પિસ ને પ્રખ્યાત એડવોકેટ છું
ઉદામવાદિ વિચારોમાં માનનારો That છું
રાજ્યદ્વારી છછુંદરને પકડનારો Rat છું
સરકારની સેવા મહિં બાહોશ બેરોનેટ છું
પણ પ્રજાને મુજ સદગુણોની લેશ જ્યાં કિંમત નથી
ત્યાં પ્રજા મતને માનવામાં આપણી ઇજ્જત નથી
સરકારમાં નાણું ભરીને અમલદારી માણશું
થોડી ખુશામત આદરી કે રાવ બહાદુર થઇ જશું

( વિધવાનો સ્વાંગ પહેરીને મેના પ્રવેશ કરે છે )

મેના—શેઠ સાહેબ, આપને એક રસોઇયણની જરૂરત છે ને ?

જગમોહન—ઓહો ! તમો આવી પહોંચ્યાં કે ? હું આપનીજ રાહ જોતો હતો. હજુ હમણુંજ મ્હને આપની ચિઠી મળી. કહો જોઇએ આપ સધવા છો કે વિધવા ?

મેના—આંખોથી જોવા છતાં આપ એવો સવાલ કેમ પુછો છો ?

જગમોહન—કારણ કે આ વિસમી સદીમાં નજરે જોએલું પણ ખોટું પડે છે. અને આજની યુવતીને કપાળનો ચાંલ્લો અને હાથનાં કંકણો તો એક બોજા રૂપ થઇનેજ નડે છે.

મેના—ભલા આપને કોની જરૂર છે સધવાની કે વિધવાની ?

જગમોહન—જુઓ જાણે વાત એમ છે કે સધવા રસોઇયણ ફકત દિવસનાં ભાગમાં માત્ર રસોઇનુંજ કામ કરી ચાલી જાય છે. ત્યારે વિધવા, રસોઇ તો કરે

છે પરંતુ તેની સાથે દિવસના ચોવીસે કલ્લાક રહીને બીજાં પણ ઘરકામ વિના આનાકાનીએ ઉપાડી લ્યે છે.

મેના—ત્યારે શેઠજી હું સધવાએ નથી ને વિધવાએ નથી.

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે? ત્યારે?

મેના– હું છું રાંડી માંડી!

જગમોહન—લ્યો કહેવું છે કઈ હવે? પેલા અમદાવાદના યુવકોએ સ્ત્રીઓ માટે ગંગાસ્વરૂપ અને સૌભાગ્યવતી શબ્દોને બદલે શ્રીમતિ શબ્દ રાખ્યો તેના કરતાં આ રાંડી માંડી રાખ્યો હત તો શું ખોટો હતો? (મેનાને) હાં પણ રાંડી માંડી એટલે?

મેના—એટલે એમ કે પહેલાં હું રાંડી અને પછીથી બીજાનું ઘર માંડી બેઠી છું એટલે થઇ છું રાંડી માંડી!

જગમોહન—ત્યારે તો તમારા ઉપર ધણી પણ જીવતો જાગતો બેઠો છે એમ?

મેના—જી હાં. છતાં શેઠ સાહેબ મ્હારા એ ધણીથી આપને બીલકુલ ડરવાનું નથી કારણ કે એતો આફ્રિકા કમાવા ગયો છે.

જગમોહન—એમ કે? ત્યારે તો તમારી પાછળ કોઇ લફરૂં નથી ખરૂં ના? હાં પરંતુ પાછો એ આફ્રિકામાંથી અહિંયા ન ટપકી પડે તેની શી ખાત્રી?

મેના—એ હવે અહિંયા આવવાનોજ નથી કારણ કે તેણે તો ત્યાં વળી બીજું ઘર કર્યું છે અને મ્હને અહિં પારકી નોકરી કરવા માટેજ રાખી ગયો છે. (રડી પડે છે) એંહેં...એંહેં...એંહેં...

જગમોહન—રડો ના! રડો ના! તમોને રડતાં જોઇને મ્હને પણ રડવું આવી જાય છે. આજથી તમો તમારી નોકરી ઉપર ચડી ચુકયાં છો. (વિલાસીનીને હાકલ મારે છે) વિલાસીની, ઓ વિલાસીની.

વિલાસીની—(પ્રવેશતાં) એ આવી બાપુજી.

જગમોહન—જો આ આપણી નવી...

વિલાસીની—(વીસ્મય પામતાં) આપણી નવી? નવી વળી કોણ?

જગમોહન—અરે નવી રસોઇયણ. એમ આંખો ફાડીને જોઈ શું રહી છે? જા એને રસોડું બતાવ અને ઘરની તમામ ચીજો સોંપીને જલ્દી પાછી આવ. કારણ કે આજે ગવર્નર સાહેબના એક ખાસ મિત્ર આપણને મળવા આવનારા છે. વળી તેઓ મોટા લાટ સાહેબના સફરજન્દ છે અને વાયસરોય સાહેબની ભલામણ લઇ આવેલા છે. માટે જા જલ્દી કર.

વિલાસીની—વારૂ જી ધધધ !

મેના—(ચાળા પાડતાં) વારૂ જી ધધ ! અરે વાહરે તારો લટકો ? (શેઠને) શેઠજી આ શું આપની પુત્રી થાય ?

જગમોહન—પુત્રી નહિ ત્યારે શું મા થાય ? જાર ખાનદાન ઘરના તમારા જેવા નોકર ચાકરોને ઝાઝી પુછપ છ કરવાનો હક નથી.

મેના—(સ્વગત) અત્યારે તો હક નથી પરંતુ જો જો ને ખગ પછી હક સાબીત થાય છે કે નહિ ? પીટયા પોપટને રખડતો રાખ્યો તે પણ એ તમારા જેવા ઉપર અમારો હક સાબીત કરવા માટેજ તો ! આ મેના કઈ કાચી પોચી નથી.

(મેના અંદર જાય છે)

જગમોહન—ઓહો શો એનો નખરો છે ? આવળના ઠુંઠા જેવો એકાદો ભટ્ટ રાંખવો એ કરતાં આવી ખટમીઠી આંબલી શી ખોટી ? ખરૂં છે કે જો ઘરડા ઘડપણે નજર ઠારવી તો આવી રીતેજ ઠારવી કે જેથી ઘડપણના પોઝિશન રૂપી ટયુબ ટાયરમાં પંકચર ન પડે.

કવિ વિદ્યાધર ઈંગ્લીશ પોષાકમાં સાહેબ બનીને આવે છે)

કવિ વિદ્યા—એહ યુ બુઢ્ઢા ! મીસ્ટર જગમોહનડાસ જે. પી. કીઢડ હય.

જગમોહન—યસ સર આઈ જગમોહનદાસ ખુદ સેવક હાજર છે પધારો સાહેબ વેલ કમ. વિલાસીની, ઓ વિલાસીની કયાં મરી ગઇ ?

કવિ વિદ્યા—ઓ આઇ સી ટુમ જગમોહનડાસ. બ્હોટ ખુશ હમ બડા ખુશ હુ સી યુ !

જગમોહનદાસ—યસ સર. અરે વિલાસીની, લ્યો કહેવું છે કંઇ હવે ? આ સાહેબ આવ્યા અને છોકરીનો પત્તો નથી. એ......ઓ......વિલાસી......ની ધધધ...!

વિલાસીની—આવી જી ધધ...!

જગમોહન—અરે કયાં મરી ગઇ'તી ? આ સાહેબ પણ આવી પહોંચ્યા. ખુરસી લાવ, ટેબલ લાવ, ચ્હાય લાવ, કેક લાવ, સોડા લાવ, લેમન લાવ, વીસ્કી લાવ, બ્રાન્ડી લાવ, બોટલ લાવ, હોટલ લાવ, ટાટલ લાવ, બધું લાવ. જલ્દી લાવ. અરે સબુર તું અહિં સાહેબ પાસે ઉભી રહે હું બધું લઇ આવું છું.

વિલાસીની—નહિ પિતાજી તમો તકલીફ ન લેશો. હું પોતે બધું લાવી આપું છું.

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે ? પણ તું અહિંયા મરી રહે. જોતી નથી કે સાહેબની આંખ ત્હારા ઉપર ઠરી ગઈ છે ? સાહેબ તને જોઇને ખુશ

ખુશ થઈ જાય છે. એમની સાથે વાત તો કર; રાવ સાહેબ કંઈ આમથું થવાય છે?

(જગમોહન જાય છે)

કવિ વિદ્યાધર—મીસ વિલાસીની! ટુમારા ફાધર કું હમારી ભેટ મીલા?

વિલાસીની—રાખો રાખો હવે સાહેબના થતા આવ્યા છો તે.

કવિ વિદ્યા—શું તું મ્હને ઓળખી ગઈ?

વિલાસીની—ત્યારે શું મ્હને પણ તમે એ બુઢ્ઢા જેવી ભોટ સમજો છો?

કવિ વિદ્યા—નહિ રે ત્હને ભોટ કહેવાય?

દિલની ખરી દિલદાર મ્હારા પ્યારની છે ગુલછડી
આ, વેશ પલ્ટાથી બનાવીશ બાપ ત્હારો બે ઘડી
થાપ દેવામાં પ્રિયા બંદો સદા હુશિઆર છે
પણ લાગ સાધી સુંદરી ઘુસી જવામાં સાર છે

વિલાસીની—ધૂળ પડી તમારા ઘુસી જવામાં! આઘા રહો, બાપુજી આવે છે.

કવિ વિદ્યા—વેલ મીસ વિલાસીની! કીઢડ હય યોર ફાધર?

જગમોહન—(એક ખભે સ્ટુલ તથા બીજે ખભે ખુરસી અને હાથમાં ચ્હાના પ્યાલા સાથે પ્રવેશ કરતાં) સેવક અહિંયાંજ છે સાહેબ. ધીસ ટી ઈઝ રેડી, સર.

કવિ વિદ્યા—ઓ થેંકયુ! આય આપની ડોટર છે?

જગમોહન—યસ સર. એ બધી આપનીજ મહેરબાની છે. સાહેબ, મેં એને ખાસ ઇંગ્લીશ એટીકેટની કેળવી છે. સાહેબ, જુઓ તો સાહેબ કેવી નોબલ અને હંબલ છોકરી છે સાહેબ?

કવિ વિદ્યા—અલબત, મીસ વિલાસીની, યુ આર વેરી વેરી ચાલાક. લેકિન ટોડા ટોડા શરમાલ બી છે. જુઓ સર સાહેબ, આપણી સુધરેલી સોસાઅટીમાં આવું શરમાલપણું ન ચાલે.

જગમોહન—યસ સર! આપ સાચું કહો છો, સાહેબ! (વિલાસીનીને) લે કહેવું છે કંઈ હવે?

કવિ વિદ્યા—હું ધારૂં છું કે હજુ એને તાલીમની જરૂર છે. આવી તમારી શરમાલ છોકરીને લઈનેજ કદાચ વાયસરોય સાહેબે તમોને રાવ સાહેબનો ખિતાબ આપવો મુલતવી રાખ્યો હશે.

જગમોહન—જસ્ટ પોસીબલ, સર—(વિલાસીનીને) લે કહેવું છે કંઈ હવે? (કવિ વિદ્યાધરને) શું કરૂં સાહેબ? ઘણુંએ કહું છું પરંતુ માનતીજ નથી.

કવિ વિદ્યા—એ તમારી હિન્દુ રૂઢિની ઇફેક્ટ છે, પરંતુ કંઇ ફિકર નહિ. હું પોતેજ એને બધી એટીકેટ શીખવી દઇશ. કેમ મીસ વિલાસીની તમોને શીખવાની હોંશ છે કે નહિ ?

વિલાસીની—જરૂર આપની મહેરબાની હશે તો શીખી જઇશ !

કવિ. વિદ્યા.—વારૂ ત્યારે મ્હારે તમોને દરરોજ એક એક કલાકનું ટયુશન આપવું પડશે

જગમોહન—ઘણીજ મહેરબાની સાહેબ—હું આપને તે બદલ સારો પગાર આપીશ. પણ સાહેબ—આ ચ્હા ઠરી જાય છે—ગરીબની મીજમાનીનો સ્વીકાર કરો તો હું આભારી થઇશ.

કવિ વિદ્યા—થેંક્યુ આપે ઘણીજ તકલીફ લીધી.

જગમોહન—એમાં તકલીફ શેની ? એતો મ્હારી ફરજ બજાવી છે સાહેબ ! આપના જેવા જેન્ટમેન અમારે ત્યાં કયાંથી ?

(બધા ચ્હાયને ઇન્સાફ આપે છે.)

કવિ વિદ્યા—(ચ્હાય પીધા બાદ) વારૂ ત્યારે સર સાહેબ હું હવે રજા લઇશ. અને વાઇસરોય સાહેબને આપના માટે જરૂર ભલામણ કરીશ, કે આવતી સાલ આપને રાવ બહાદુરનો ખિતાબ જરૂર આપી દયે.

જગમોહન—મોટી મહેરબાની સાહેબ—જશો કે સાહેબ-લ્યો હું મોટર તઇયાર કરાવી લાવું છું. (જગમોહન જાય છે.)

વિલાસીની—વાહરે મ્હારા બાજીગર વાહ !
કવિ વિદ્યા—અરે બાજીગર તે પણ કેવો ?
વિલાસીની -મર્કટ નચવે એવો !

—ગાયન—

કવિ વિદ્યા—જોયા ખેલ મદારી કેરા
માનવ મર્કટ નચવું રે વાહ વાહ !
વિલાસીની—પોલ તમારી થતાં પાધરી
રહેવું થાશે વસમું રે વાહ વાહ !—જોયાં૦

કવિ—બાજીગરની બાજી ઉપર વાંદરજી બહુ મ્હોશે,
વિલાસીની—વાંદરજીના નાચ નિહાળી લોક તમાસો જોશે,
કવિ વિદ્યા—તું મુજ બંસી હું બાજીગર આવ ભેટને હોંશે,
વિલાસીની—હટો તમે, નહિ અડસો અમને, પપ્પા દુરથી જોશે,
કવિ વિદયા—જોયા ખેલ મદારી કેરા૦
(ગાયન બાદ બન્ને ગેલમાં ઉભા છે ત્યાં જગમોહન પ્રવેશે છે.)

જગમોહન—મોટર તઇયાર છે મર ! (બન્નેને પ્રેમમાં પડેલાં જોતાં) કયો કહેવું છે કંઇ હવે ? આ છોકરીએ તો સાહેબને પાણી પાણી કરી નાંખ્યા લાગે છે ને શું ?

કવિ વિદ્યા—વારૂ ત્યારે મીસ વિલાસીની, સાહેબજી.

વિલાસીની—સાહેબજી ડિયર.

(બંને જુદી જુદી બાજુ જાય છે. જગમોહનદાસ કવિવિદ્યાધરની પુંઠે જાય છે.)

જગમોહનદાસ—હવે તો હું રાવ સાહેબ જરૂર થવાનોજ ! (જાય છે.)

## પ્રવેશ ૮ મો — ધર્મ કરતાં ધાડ

સ્થળ—ભારત બેન્કની ઓફીસ.

પાત્રો—ભારત બેન્કનો એજન્ટ, અનિલકુમાર, અરવિન્દ, નીતિસેન (અરવિન્દનો પીતા) અને શ્યામાકાન્ત તથા વૈકુંઠરાય.

(પડદો ઉપડતાં સ્ટેઈજની ડાબી બાજુએ ભારત બેન્કનો એજન્ટ એક જુદા રૂમમાં બેઠેલો છે. જમણી બાજુએ કાઉન્ટર ઉપર અરવિન્દ તથા અનીલકુમાર બેઠા છે. એજન્ટના રૂમના દરવાજા ઉપર "પ્રાઇવેટ" નું પાટીયું લગાવ્યું છે અને તેની બાજુમાં એક સ્ટુલ ઉપર પટાવાળો બેઠો છે.)

એજન્ટ—(આવેલી ટપાલમાંથી એક કવર ખોલતાં) આ નોન ઓફિસિયલ લેટર કોનો હશે ? આનો અર્થ શો ? બોય !

પટાવાળો—સાબ ! (બોય અંદર આવી એજન્ટને સલામ કરી ઉભો રહે છે)

એજન્ટ—અનિલકુમાર કું બુલાવ.

પટાવાળો—અચ્છા સાબ. (બ્હાર આવે છે)

અનિલકુમાર—અરવિન્દ પઇસા કયાં ? સાહેબ કેશ તપાસે તો શો જવાબ આપું ?

અરવિન્દ—કહેજે કે ગઈ કાલની કેશ અરવિન્દના ચાર્જમાં છે. ગભરાઇશ નહિ. ત્હારો વાળ પણ વાંકો નહિ થવા દઉં.

પટાવાળો—અનિલ શેઠ આપકું સાબ બુલાતા હય.

અનિલ—ચલો આતા હુ.

(અનિલ સાહેબના રૂમમાં જાય છે)

એજન્ટ—શનિવારની કેશ લાવો જોઉં મ્હારે ચેક કરવી છે. સાથે કેશ બુક પણ લેતા આવજો.

અનિલ—જી, શનિવારની કેશ અરવિન્દરાયના ચાર્જમાં છે હું બુક અને કેશ સાથે એમને આપની પાસે મોકલું ?

એજન્ટ—જાવ મોકલો ?

(અનિલ બ્હાર આવે છે)

અનિલ—(અરવિન્દને) સાહેબ ત્હને બોલાવે છે, ચોપડા તથા કેશ લઇને. ખ્યાલ કરજે કે મ્હારી ગરદન ત્હારા હાથમાં છે હો.

અરવિન્દ—નકકામો ગભરાય છે શાનો ? કે પછી ગુન્હેગારનું હઇયુંજ કાચું !

(અરવિન્દ સાહેબના રૂમમાં જાય છે)

એજન્ટ—(અરવિન્દને) ગઇ કાલની કેશ તમારા ચાર્જમાં છે ? I mean Saturday's Cash !

અરવિન્દ—જી હા.

એજન્ટ—શા માટે તમારે એ જોખમદારી વ્હોરવી પડી ? હેડ કેશીઅર અનિલકુમાર છે, તેને તેજ વખતે સોંપી દેવાની તમારી ફર્જ ન્હોતી ?

અરવિન્દ—બેન્ક બંધ થવાની તઇયારી હતી અને કેશ ગણવાનો વખત ન્હોતો એટલે અનિલકુમારના કહેવાથીજ એ રકમ મ્હેં મ્હારા કબજામાં રાખી.

(અનિલકુમાર બ્હાર ગભરાય છે)

અનિલ—(બ્હારથી) આનો મ્હારીજ ગરદન કાપવા ઉભો થાય છે કે શું ? Sir I never to'd him ! Was it not his duty to hand it over to me ?

એજન્ટ—A'right ! સીલીક કેટલી છે ?

અરવિન્દ—પચ્ચાસ હજાર.

એજન્ટ—બધી નોટો કે સીલ્વર પણ છે ?

અરવિન્દ—નહિજી બધી હજાર હજારની નોટો છે.

એજન્ટ—વારૂ બુક લાવો જોઉં !

(બુક તપાસે છે. બુકમાં હજાર હજારની ત્રીશ નોટો, સો સોની ૧૭૦ નોટો, દશ દશની ૨૫૦ નોટો, પાંચ પાંચની એંસી નોટો અને સો રૂપીઆ રોકડા લખેલા જોવામાં આવે છે.)

અરવિન્દરાય—કેશ તમારા કબજામાં રહે તેનો અર્થ એ નથી કે ચાળીશ કલાકની અંદર તમો તેનો ચ્હાય તેમ ઉપયોગ કરો અને પછી તમો તે રકમ તમારા ખાનગી પઇસામાંથી ભરપાઇ કરો. તમારી પાંસે હજાર હજારની પચ્ચાશ નોટો છે, અને કેશ બુકનો હિસાબ કંઇક જુદુંજ બતાવે છે, એથી સાબીત થાય છે કે બેન્કના પઇસાનો તમારા ખાનગી ધંધામાં પણ તમો ઉપયોગ કરો છો, Is it not ?

અરવિન્દ—સાહેબ, માફ કરશો, પરંતુ આપની સીલીકમાંથી તો એક પાઇ પણ ઓછી નથીજ થઇ, છતાં આ ઠપકો શા માટે?

એજન્ટ—શા માટે? આ જુઓ મ્હારા ઉપર આવેલા પત્રનો આપની પાસેથી ખુલાસો માગવા માટે.

અરવિન્દ—આપના ઉપર આવેલો પત્ર? Astounding!

એજન્ટ—આ પત્ર અમારી બેન્કના કોઇ શેરહોલ્ડરે લખ્યો છે. જોકે નામ નથી આપ્યું, છતાં જે કંઈ તે લખે છે તે બાબતની મ્હારે ખાત્રી કરવી હતી. અરવિન્દરાય, મ્હારી ફરજની રૂએ મ્હારે દિલગીરી સાથે કહેવું જોઇએ કે આ અપ્રમાણીકતા જો ન હોય તોપણ એક શબ્દ તો અવશ્ય છેજ.

અરવિન્દ—(સ્વગત) અનિલ ત્હને બચાવવા જતાં શું તુજ મ્હને ફસાવવા ધારે છે? (વિચાર કરીને) નહિ અનિલ તો કદાપી પણ એમ નજ કરી શકે તો પછી આ પત્ર કોનો? આપણા બે સિવાય ત્રીજો કોઇ પણ સખ્સ આ હકીકત જાણતો નથી. છતાં આમ થવાનું કારણ શું? મ્હાય તેમ થાવ મિત્ર ખાતર શું મ્હારાથી આટલું પણ સહન ન થાય? અથવા તો આ મ્હારી પરોક્ષ રીતે કસોટીજ કેમ નહિ થતી હોય?

એજન્ટ—અરવિન્દરાય, આ મૌનપનો અર્થ એજ કે તમો બચાવ કરવાને અસમર્થ છો. જાવ આજથી તમારી નોકરી ખલાસ થાય છે. પ્રભુનો પાડ માનો કે તમારી આ વર્તણુક તમોને જેલમાં નથી મોકલતી!

(અરવિન્દનો પીતા નીતીસેન પ્રવેશ કરે છે)

નીતિસેન—શા માટે નહિ? જે માણસ પોતાના સગા બાપનું ઘર ફાડે તેને તો જેલ નહિ, પરંતુ ફાંસીએ લટકાવવો ઘટે. એજન્ટ સાહેબ, આ મ્હારા કુલાંગાર કપુતે તો મ્હારી તીજોરી તોડીને આપને આપના પઇસા ભરપાઇ કર્યા છે. માટે મ્હારી આપને વિનંતી છે કે તેને કાયદેસર વ્યાજબી શિક્ષા થવીજ જોઇએ. બોલ બોલ, ઓ વિષય લંપટ ધાડપાડુ! એવી ત્હારા ઉપર કઇ મોટી આફત આવેલી કે બાપનીજ તજોરી ફાડવા, તું તઇયાર થયો?

અરવિન્દ—બાપુ બાપુ આ તમો શું બોલો છો? મ્હને ચોર કહો છો? ખુશીથી ચોર કહો! ધાડપાડુ કહેવો હોય તો તે પણ કબુલ! કારણ કે તમારી તીજોરીમાંથી મ્હેં પઇસા લીધા છે, પરંતુ વિષય લંપટ! તે તો ગત જન્મમાંયે ન્હોતો આ જન્મમાં પણ નથી અને આવતામાં પણ નહિ થાઉં એ યાદ રાખજો.

નીતિસેન—ચુપ કર હરામખોર! એક પાપ છુપાવવા માટે જુઠું બોલીને બીજું પાપ કરતાં અચકાતો નથી? આ જો ત્હારા કોઈ હિતકર્તાએ મ્હારા ઉપર લખેલો આ પત્ર! વાંચ, અને પછી મ્હારા સામે ઉભો રહેવાની હિંમત કર.

અરવિન્દ—(પત્ર વાંચીને સ્વગત.) વાહ ! મ્હારા સાંમે પણ કોઇ શયતાનીયત ભરેલી બાજી ગોઠવાઇ છે. અરવિન્દ આ કસોટી આકરી છે, તેમાં પાર ઉતર્યા સિવાય છુટકો નથી. શું કરૂં ? કરવાનું શું હોય ? એરણ ઉપર માથું મુક્યું તો હથોડાનો ભય શાનો હવે ?

અનિલ કુમાર—(મ્હારથી સ્વગત.) આતો બધુ ચોકળ ખુલ્લુ થતું જાય છે. અરેરે હવે તો અરવિન્દ મ્હને જરૂર ફસાવશે, અને મ્હારા ઉપર જો ઉતરી તો નક્કી મ્હારેજ જેલ ભોગવવાનો વખત આવશે.

નીતિસેન—કેમ ? ખાનદાન કુટુંબના કુલદીપક, કહો તો ખરા, જીભ કેમ સીવાઇ ગઇ ? બોલો તો ખરા ? એ મોહિની કોણ છે, આપની સગી ?

એજન્ટ—ઓ આઇ સી. હવે સમજાયું. મીસ્ટર રાત્રે નાચ મુજરાંમાં જતા લાગે છે ! વાહવાહ. એન્કને પઇસે મોજ ઉડાવો, અને પછી સવારે ફાધરની તિજોરીમાંથી ધાડ મારી આવો, a good fun ! an excelent entertainment ! good God ! !

નીતિસેન—નીચ ! દુરાચારી ! વેશ્યાબાજ ! ! નફ્ફટ થઇને સાંમે ઉભો રહેતાં પણ શરમાતો નથી ? જા કાળું કર ! ત્હારા જેવા પૂત્રો હોય તે કરતાં તો વાંઝયા રહેવું સારૂં કે નર્કમાં પણ રાહત તો મળે !

એજન્ટ—શાંત થાવ. શેઠ. તમો. તમારા પુત્રના દેષ આમ જાહેરમાં મુકીને તમારા કુટુંબની હલકાઇ ન કરો.

યુવાની છે ભુલ થઇ તે ઠોકરે સુધરી જશે
સંગતિનો દોષ છે જે આખરે નાબુદ થશે
સંસાર માંહિ માનવી સહુ કોઇ ભુલને પાત્ર છે
જુવાનીમાં ભુલને કરનાર માનવ માત્ર છે.

નીતિસેન—નહિ. એજન્ટ સાહેબ. એ બધા પાપમાંથી છટકવા માટે લુચ્ચા લોકોએ શોધેલાં બ્હાનાંઓ છે. માણસ ગુન્હો કરે અને પછી કહે કે મ્હારી ભુલ થઇ, એટલે કંઇ એ છુટી જતો નથી. એ તો ત્યારેજ છુટી શકે કે જ્યારે તેના ગુન્હાની તેને પુરતી સજા મળે. માટે આજવખતે, અત્યારેજ પોલીસ ઇન્સપેક્ટરને આપ ટેલીફોન કરો અને સજ્જડ તાકીદ કરો કે આ ધાડ પાડુને કાયદા અનુસાર આકરામાં આકરી સજા કરવામાં આવે.

અરવિન્દ—(બે હાથે માથું દબાવતાં સ્વગત) ઓહ વિધિ. આતો ધર્મ કરતાં ધાડ આવી !

(નીતિસેન ટેલીફોન ઉપર જાય છે.)

નીતિસેન—હલો !......હલ્લો !......(એજન્ટ વચ્ચે ટેલીફોન અટકાવીને)

એજન્ટ—અરે અરે. આ શું કરો છો? Don't you be so cruel to your son ! This is nothing but travesty of your principles ! !

નીતિસેન—નહિ બસ ! એને સહન કરવુંજ જોઈએ ! ચોરી મ્હારી થઇ છે, ગુન્હેગાર મ્હારો છે, તો પછી તમે શા માટે વચ્ચે આવો છો? હલ્લો હાં... ઇન્સ્પેક્ટર ઓફ પોલિસ......હું નીતિસેન.—મ્હારે ત્યાં પચ્ચાસ હજારની ચોરી થઈ છે. ચોર? ભારત બેન્કમાંથી હાથ આવ્યો છે. જી હાં...જલ્દી આવો...હા... હા...બેન્કમાંજ,......જી હા.

નીતિસેન—મ્હારી ફર્જ મ્હેં બજાવી લીધી ! બેટા આમ આવ. અહિં બેસ. હું કહું તે સાંભળ. હું ત્હારો પિતા છું. દુશ્મન નથી. જગતમાં માનવીને ઇશ્વરે ત્રણ ચીજ બક્ષિસ આપી છે. પઇસો, તન્દુરસ્તી, અને ચારિત્ર્ય. મનુષ્ય જીવનની કમાઇમાં આ ત્રણજ ફક્ત મુખ્ય ચીજો છે. તેમાંથી જો પઇસો જાય તો સમજવુ કે કંઇ પણ ગયુંજ નથી. તન્દુરસ્તી ઓછી થાય તો જાણી લેવું કે આપણે કંઇક ગુમાવીએ છીએ, થોડું ઘણું તો અવશ્ય આપણને નુકસાન થાય છે. અને જો ચારિત્ર્ય ગયું તો યાદ રાખજે કે ત્હેં બધુંજ ગુમાવી દીધું છે. હું આ પચ્ચાસ હજાર રૂપિયાને નથી રડતો, પરંતુ મ્હને લાગી આવે છે ફક્ત ત્હારા ચારિત્ર્યને માટે ! એક વેશ્યાની સાથે પ્રેમ કરવા જતાં આ ત્રણે ચીજોનો એકી સાથે ક્ષય થાય છે. બેટા હું કહું છું તે કંઇ સમજાય છે ?

અરવિન્દ—બાપુજી. હું બધું સમજું છું. પરંતુ લાચાર છું, કે ખુલાસો કરી શકતો નથી. સજોગોએ મ્હારે મોઢે તાળું વાસી દીધું છે

નીતિસેન—એજ બતાવી આપે છે કે તું પાપી છે. ત્હેં ચોરી કરી છે, તું વેશ્યાગામી બન્યો છે. નાલાયક કુલાંગાર અધર્મિ રંડીબાજ. જા દૂર થા મ્હારી નજરથી. (પોલીસ ઇન્સ્પેક્ટર પ્રવેશ કરે છે)

ઇન્સ્પેક્ટર સાહેબ, લઇ જાવ આ મ્હારા શાહુકાર સપુતને. મ્હારી તીજોરી તોડીને એકેક હજારની પચ્ચાસ નોટો એણે આ એજન્ટ સાહેબને આપી છે. લ્યો આ ડાયરીમાં લખેલા મ્હારી નોટના નંબર. ચેક કરો એટલે ખાત્રી થાય.

એજન્ટ—Well, Inspector, I'll explain you the whole thing. આ મીસ્ટર અરવિન્દરાય, અમારી બેન્કમાં નોકરી કરે છે. ગયા શનીવારની કેશ એમના ચાર્જમાં હતી. જેનો એમણે ગઈ કાલે મોજશોખમા દૂર ઉપયોગ કરીને આજે તેણે તેના ફાધરની તીજોરીમાંથી પઇસા ઉપાડીને અમોને ભરપાઇ કરેલા, જોકે એમાં અમારે કંઇ ફરીયાદ કરવા જેવું તો નથીજ.

ઇન્સ્પેક્ટર—(નીતિસેનને) એટલે શું તમો તમારા પુત્ર ઉપરજ કામ ચલાવવા માગો છો?

નીતિસેન—કાયદો કોઇને પણ નજ છોડી દીયે, માટે તમો તમારી ફરજ બજાવો.

ઇન્સ્પેક્ટર—Mr. Arbindrai, I am sorry I must arrest you.

અરવિન્દ—ખુશીથી !

(ઇન્સ્પેક્ટર અરવિન્દને હાથકડી પ્હેરાવવા જાય છે ત્યાં શ્યામાકાન્ત અને વૈકુંઠરાય પ્રવેશ કરે છે)

શ્યામાકાન્ત—જુઓ વૈકુંઠરાય, આપની તીજોરી ફાડનાર આ આપના જમાઈરાજ.

અનિલકુમાર—સમજાતું નથી કે આ મ્હારો મિત્ર છે કે ધોખેબાજ ?

(ઇન્સ્પેક્ટર અરવિન્દને હાથકડી પ્હેરાવે છે, શ્યામાકાન્ત મૂછથી ગર્વ કરતો તેની સામે જુએ છે. નીતિસેન અડગ નિશ્ચયથી પુત્રને કેદ થતો નિહાળી રહે છે; અનિલ મૂઢ જેવો ઉભો રહે છે, અને વૈકુંઠરાય તથા એજન્ટ અજાયબીથી આ બધું જોઈ રહે છે.

## ટેબલો.

( પડદો પડે છે. )

## અંક પહેલો



**પ્રવેશ ૧ લો** **ભેદી વિપ્લવ મંડળ**

સ્થળ—મુડીવાદીઓનો નાશ ઇચ્છતા વિપ્લવવાદીઓનું ભેદી મકાન.

પાત્રો—મોહન, લલિતા અને તેના બીજા સાથીદારો તથા પાછળથી પ્રવેશ નાર તેઓના નાયક તરીકે કામ કરનાર એક ભેદી વ્યકિત.

(પડદો ઉપડતાં સામસામી બે બાંકડાની લાઇન અને વચ્ચે એક લાંબું ટેબલ ગોઠવેલું છે. ટેબલના સ્ટેઇજની અંદરના છેડા તરફ વચ્ચે એક ખુરશી ખાલી પડેલી છે. એ (નાયકની) ખુરશી સિવાયની બાકીની જગ્યાઓ ભરાઇ ગઈ છે. બધા એકી સાથે નીચેનું ગાયન બોલે છે.)

—ગા ય ન—

વિપ્લવવાદીઓ—

જે શ્રમજીવીના રકતે
અવનિતલ જ્યાં સિંચાય
તેનાં બચ્ચાનાં આજે
તરફડતાં જીવન જાય

જે પરસેવાને ટીપે ખેડુ મેળવતો અન્ન
તે શ્રીમંતોના હસ્તે પહોંચે જઇ શત જોજન
નિજ દેશ રડે દુષ્કાળે, પરદેશીને પયદારા
મહેનતનું પણુ ના મળતું તો અધિકની કયાં આશ ?

ભારતની આ હાલત છે
શ્રીમંતો માણે મોજ
કંગાલ પ્રતિદીન થાતો
ભારતનો ખેડુ રોજ

(નાયક પ્રવેશ કરે છે.)

એ સ્થિતિ મીટાવા કાજે, શ્રમજીવી થા તઇયાર;
શ્રીમંતોને સંહરવા, ધર વિપ્લવના હથિયાર.

સર્વે સાથે—

સહુ દુખોને દફનાવા
સળગાવો વિપ્લવ જાળ
કરો કુચ સુધીર સમરમાં
શ્રીમંતોના થઇ કાળ—જે શ્રમ જીવી૦

મોહન—નાયક, મ્હારી તૃષા હજુ છીપી નથી. તે દિવસે, એક શ્રીમંતનું ઘર ફાડયું અને એકી સાથે રૂપીઆ પચ્ચાશ હજાર લઇ આવ્યો. હવે તો દુષ્ટ શ્યામાકાન્તના ઘર ઉપર ધાડ મારવા મન તલપાપડ થઇ રહયું છે.

વૈર કેરી આગથી મ્હારૂં હૃદય સળગી રહયું
ખુન કરવા દુષ્ટનું આજે જીગર ઉકળી રહયું;
હુકુમ આપો આજ એના મહેલમાં પહોંચું.
: જીવતો છે એ હજુ અરમાન બસ બાકી રહ્યું

નાયક—ખામોશ કર, અધીરો ન થા, વખત આવ્યે એ કામ ત્હનેજ સોંપવામાં આવશે.

ઉતાવળ કરવા જતાં બાજી બધી કથળી જશે
ભેદ આ મંડળ તણો દુનિયા ઉપર ખુલ્લો થશે
આજે શ્રીમંતો થર થરે છે તમારી એક ધાકથી
ખુલ્લા પડયા તો માનજો હસ્તિ તમારી નહિ હશે

એક વિપ્લવવાદી—ત્યારે શું અમારે આમ બાયલાની માફક છાના દાવપેચ સદાને માટે ગમ્યાજ કરવું? નહિ નાયક, હવે તો અમારે ખુલ્લા મયદાનમાં બ્હાર પડવું છે અને શ્રીમંતોને બતાવી આપવું છે કે અમો ગુલામ નથી પરંતુ તમારા જેવાજ માણસ છીએ.

નાયક—શુરવીર બંધુ! એટલી સત્તા જમાવો અને પછી બ્હાર પડો. બંધુઓ, હજુ તો તમારે બીજાં ઘણાં કાર્યો સિદ્ધ કરવાનાં બાકી રહયાં છે, માટે આટલાબધા ગરમ નહિં થઇ જતાં કંઇક શાંતિથી અને ધીરજથી કામ કરતાં શીખો.

(એક જાસુસ આવીને અદબ વાળી ઉભો રહે છે)

(જાસુસ તરફ) કેમ? શા નવા સમાચાર લઇ આવ્યો?

જાસુસ—પચ્ચાસ હજારની ચોરી માટે અરવિન્દને બે વરસની જેલ મળી છે.

મોહન—ગરીબ બાપડો તેના મિત્રને બચાવવા જતાં જેલમાં ગયો!

નાયક—મોહન, શાહુકારના પુત્રોની દયા ખાવી હોય તો આ મંડળને તિલાંજલી આપજે. આ સ્થાનમાં દયા રહેમ અને નીતિની વાત વેરેજ રાખીને આવવાનું છે. સમજ્યો?

મોહન—કસુર થઇ નાયક, હવે ફરી વખત એવા નામર્દાઇના શબ્દો આ જીભાન ઉપર નહિ આવે.

નાયક—છતાં આ મંડળનો કાયદો છે કે કોઇપણ સભાસદ બીજા સભાસદની, અગર તો કોઇપણ વ્યક્તિની દયા ખાય તેને સજા ભોગવવી પડે છે.

મોહન—હું તે સજા ખમવા તઇયાર છું.

નાયક—તો મંડળ હુકુમ કરે છે કે મોહનનો બાજુવાળો સભાસદ મોહનને ત્રણ તમાચા લગાવે.

લલિતા—કોણ હું ?

નાયક—હા તું !

મોહન—નાયક તમો મ્હારી કસોટી કરો છો ? ભલે લલિતા ! મંડળનો હુકમ માથે ચડાવ.

(લલિતા મોહનને તમાચા મારે છે)

નાયક—બસ આજથી યાદ રાખજો કે આ વિપ્લવ મંડળમાં કોઇની દયા ખાવી એ પણ એક ભયંકર ગુન્હો છે.

મોહન—નાયક, જોકે મ્હેં મંડળના હુકમને અત્યારે તો માન આપીને તમારી સજા માથે ચડાવી છે છતાં એક સ્ત્રી પાસે સજા કરાવવામાં મ્હારૂં જે અપમાન તમોએ આજે કરાવ્યું છે તેનું વૈર હું તમારી પાસેથી વસુલ કરીશ.

નાયક—શું કહ્યું ? સ્ત્રી અને પુરૂષનો ભેદ હજુ સુધી પણ ત્હારા હૃદયમાંથી નથી ગયો એમ ? પામર પુરૂષ ! તું ત્હારા નાયકને હજુ પુરો પીછાનતો હોય એમ લાગતું નથી ?

મોહનઃ—નાયક મને લાગે છે કે તમો પણ કોઇ નામર્દ હિચકારા છો ! નહિ તો એક સાધારણ ઓરત પાસે આવી સજા મને કદી પણ નજ કરાવત.

નાયકઃ—મૂર્ખ માનવ ! આજે ત્હારૂં મોત જ ભમતું હોય એમ લાગે છે અત્યાર સુધી તેં તારા નાયકને ઓળખ્યો નથી. તો આજ જોઇને ખાતરી કર કે ત્હારો નાયક કોણ છે. ?

( નાયક બુરખો ઉતારીને દુર ફેંકે છે. અને મોહીનીના ખરા રૂપમાં પ્રકટ થાય છે )

મોહનઃ—કોણ મોહીની ?

લલિતાઃ—વેશ્યા.

( એક સાથે અગિઆર તમંચા મોહન અને લલિત સામે તાકવામાં આવે છે.) (મોહન અને લલિતા સ્તબ્ધ થાય છે. )

બધાઃ—ચુપ !

( ટેબ્લો. )

## પ્રવેશ ૨ જો — સગપણ તુટયું.

સ્થળઃ—વૈકુંઠરાયનું મકાન.

પાત્રોઃ—રજની વૈકુંઠરાય અને શ્યામાકાન્ત.

(ગૌરી પૂજન કરવા તૈયાર થએલી રજની ગાતી ગાતી પ્રવેશ કરે છે.)

## ગાયન

રજની:— અમર સદા મન આશા
જીવનમાં જે ન ત્યજાતી—અમર૦
પામર શકિત માનવ જનની
વ્યોમ વિહારને વાંખે;
ભાવી દિવાલ ન તૂટે કદાપિ
હોય તે ભેદવા તલખે
સુખ તૃષ્ણા ન છીપાતી
જીવનમાં જે ન ત્યજાતી—અમર૦

અકળ પ્રારબ્ધના ભેદો ન પામ્યું પાર કોઇ માનવ
વિધિના એ વિધાનોએ ન છોડયા દેવ કે દાનવ
જગતના માનવી ઉપર અજબ એની મહત્તા છે.
સુખી થાવું દુઃખી થાવું એ ઇશ્વરનીજ સત્તા છે.

એક આર્ય કન્યાનું સાચું સુખ કયું ? મન ગમતો સ્વામી મળે તેજ ! એટલા ખાતર તો મન માન્યા સ્વામીને મેળવવા અર્થે આર્ય કુમારિકા ગૌરી પૂજન વખતે ગૌરીને પ્રાર્થના કરે છે, અને એ ભગવતિના આદેશો પોતાના જીવનમાં ઉતારે છે.

મહેશને પામવા અર્થે ઉમાએ કષ્ટ લીધાં'તાં
કરીને ઉગ્ર તપ એ દેવીએ વરદાન લીધાં'તાં
અજબ સંયમ ધરીને પાર્વતિએ સાધના સાધી
પ્રભુ સાક્ષાત શંકર પામવા લગની હતી લાધી.

આજના મારા ગૌરી પૂજનનો પણ એજ ઉદ્દેશ છે. દેવી પાર્વતિ ! તમારી માફક મારી આશા પણ સફળ થાઓ; મારા પ્રિય અરવિન્દરાયની હું હૃદયરાણી થાઉં એ ઇચ્છા આપ ફળિભુત કરો.

( શ્યામાકાન્ત સાથે વૈકુંઠરાયને આવતા રજની જુએ છે. એટલે તેમને જોઇને તે સ્હેજ ચમકે છે. )

અરે ! પણ પિતાશ્રીની સાથે આજે શ્યામાકાન્ત ક્યાંથી ! એ માણસ મને કંઇ સારો જણાતો નથી, કે પછી મને એના તરફ તિરસ્કાર અને ધૃણાની લાગણીથી જોવાની ટેવ જ પડી છે ? ચાલ તો એક બાજુ છુપાઇને સાંભળું કે બાપુજી એની સાથે શી મસલત ચલાવે છે ?

( વૈકુંઠરાય અને શ્યામાકાન્ત પ્રવેશ કરે છે )

વૈકુંઠરાયઃ—એટલે તમારૂં કહેવું એમ છે કે અનિલ કુમારને પોતાની સાથે તેડી લાવીને મારે ત્યાં આવ્યા બાદ અરવિંદે પૈસા ગુમ કર્યા ?

શ્યામાકાંતઃ—તે વિના પૈસા જાય કયાં ? તમે એમ તો કહો છો ના કે તમારે સગ્ગે હાથે તમોએ જ તમારી તિજોરીમાં એ પૈસા રાખેલાં ?

વૈકુંઠરાયઃ—હા. વળી, અનિલ કુમાર મારી સાથેજ હતા. ફક્ત અરવિંદ રાયેજ બગીચમાં જવાનું બ્હાનું કાઢીને અમોને એકલા મૂક્યા. એટલે હું સમજ્યો કે યુવાન હૃદયોના મીલનનો આ સંકેત હશે. તમો જાણો છો ના કે આપણી રજનીનું એમની સાથે સગપણ થએલું છે ? એટલે હુંએ જરા નવા વિચારોને મળતો થાઉં ખરો !

શ્યામાકાંતઃ—વૈકુંઠરાય નવા વિચારો વડે અપાએલી એવી છુટજ, કોઇ વખત ગંભીર પરિણામ લાવે છે એ આપ નહિ જાણતા હો ! અને તેમાં વળી અરવિન્દ જેવા ઉચ્છૃંખલ યુવાન, રાત ને દિવસ, મોહીનીને ત્યાં જનારો, એને તમો સજ્જન લેખો છો? એ શું તમારો જમાઇ થવાને પણ લાયક હોય ખરો?

વૈકુંઠરાય—અફસોસ શ્યામાકાન્ત, હું ભીંત ભુલ્યો છું. મને એવી શી ખબર કે નીતિસેન જેવા નીતિયુસ્ત સજ્જનનો પુત્ર આટલો બધો ઉડાઉ અને બદમાશ નીકળશે !

શ્યામાકાન્ત—તો હવે તમારી એ ભુલને સુધારી લ્યો, કારણ કે આતો રજની બહેનની આખી જીંદગીનો સવાલ છે. તમારી એકની એક પુત્રીની ખાતર, આવો ગેર વ્યાજબી સંબંધ તોડી નાંખવો એ શું તમારી ફરજ નથી ?

વૈકુંઠરાયઃ—પરંતુ જ્ઞાતિ તે બાબતમાં વાંધો નહિ લ્યે ?

શ્યામાકાન્તઃ—જ્ઞાતિમાં એવા દાખલા કયાં નથી બનતા ? અરવિન્દને તો બે વરસની જેલ પણ મળી ચુકી ! અને રજની બહેન તો હવે ઉંમર લાયક ગણાય. એટલે આપણે શું બે વરસ સુધી બેસી જવું ? ના, ના, જ્ઞાતિ એમાં વચ્ચે ન જ આવે. વળી મુરતિયાની પણ કયાં આજકાલ ખોટ પડી છે ? આ જુઓને મારે જ........

વૈકુંઠરાયઃ—શ્યામાકાંત, હું સમજ્યો. પરંતુ તમારો રમેશ તો હજુ ક્યાંય ન્હાનો ગણાય.

શ્યામાકાન્તઃ—( સ્વગત ) કાચું કપાયું, અને ઉંધું વેતરાયું. હું મારા પોતાના માટે કહું છું તો એ કમબખ્ત મારો છોકરો સમજી બેઠો. હવે તો વાતને ફેરવી જ બાંધું ( પ્રકટ ) હું તો એમ કહેતો હતો કે મારેજ કયાં એવું નહિ બનેલુ ! એક જગ્યાએ મારૂં સગપણ થએલું છતાં તેને તોડીને હું બીજે પરણ્યો, પરંતુ કિસ્મતમાં નહિ એટલે પાંચેક વરસ ઘરવાસ ચાલ્યો ત્યાં તો એ મરી પણ ગઈ!

વૈકુંઠરાયઃ—વારૂ શ્યામાકાંત હું એ વિચાર નિરાંતે કરી જોઇશ. તમો પણ કોઇ મૂરતીઓ ધ્યાનમાં હોય તો ખબર રાખજો. લ્યો જય જય !

શ્યામાકાંતઃ—ઘણીજ ખુશીની સાથે, લ્યો ત્યારે હું પણ રજા લઇશ સાહેબજી......

વૈકુંઠરાયઃ—સાહેબજી આવજો હું કે......

( શ્યામાકાંત જાય છે )

વૈકુંઠરાયઃ—રત્નની ખાણમાંથી હીરાને બદલે પત્થર હાથ આવ્યો ! બિચારો અનિલ ! ડરતાં ડરતાં એકની કેશ એણે મને સોંપી, અને મ્હારાજ વિશ્વાસઘાતી જમાઇએ એ ગરીબની ગરદન ઉપર છુરી ફેરવી ! હવે જ સમજાણુ પડે છે કે તે દિવસે ધાંધલ કરવાની તે શા માટે મના કરતો હતો. આજે જ હવે ખ્યાલ આવે છે કે ધાંધલમાં ક્યાંક એની ચોરી પકડાઇ જાત એની એને બીક હોવી જોઇએ. કેટલી બધી લુચ્ચાઇ ? કેટલી બધી બદમાશી ?

રજની:—( પ્રકટ થાય છે ) પિતાજી, આ માણસ કે જેના કહેવાથી આપ અરવિંદરાય ઉપર આટલા બધા વહેમાયા છો તેને ઓળખો છો ?

વૈકુંઠરાયઃ—કેમ ન ઓળખું બેટા ? એને અરવિંદરાયનું આટલું બધું ખરાબ બોલવાની થોડી કંઈ મતલબ છે ?

રજની:—મતલબ હોય, કે ન હોય તે તો હું નથી જાણતી, છતાં એણે જે કહ્યું તે બધું સાચું જ છે એમ કેમ કહી શકાય ?

વૈકુંઠરાયઃ—સંજોગો સાબીત કરી આપે છે, કે અરવિંદે જ ચોરી કરી. અને એ પૈસા રંડીબાજીમાં ઉડાવી આવ્યો; પરંતુ જ્યારે પકડાઇ જવાની ધાસ્તી લાગી, ત્યારે તેના બાપનીજ તીજોરીમાંથી તેણે એ પૈસા લઇને બેકમાં ભરી દીધા.

રજની:—મ્હારૂં મન, હજુ પણ એને દોષિત ગણવાની ના પાડે છે !

વૈકુંઠરાયઃ—ગાંડી એ તો દોષિત ઠરી પણ ચૂક્યો છે ! એને બે વરસની જેલ પણ આવી ગઇ !

રજની: -હાય ! તો શું મારા નાથ ચોર ? ઓહ ! પ્રભુ ! ! ( મૂર્છિત થાય છે તેને વૈકુંઠરાય ઝીલી લ્યે છે )

વૈકુંઠરાયઃ—સાવધ થા બેટા ! એમ હિંમત હારી જવાય નહિ. હવે તો તું એને ભુલી જા. મારો જમાઇ એવો હોય જ નહિ.

રજની—બસ કરો બાપુ ! મ્હારૂં હૃદય તેને નિર્દોષ ગણે છે. હાં, કદાચ સંજોગો અને વાતાવરણના ઉભા થએલા પુરાવાથી ભલે એ જેલમાં ગયા, છતાં આ જન્મે તેજ મ્હારા સાચા......

વૈકુંઠરાય—ચુપ કર ? ઉદ્ધત છોકરી ! મ્હારી કેળવણીનું આ પરિણામ ? જા ઘરમાં જા ! ખબરદાર ! અરવિન્દ સંબંધે એક શબ્દ પણ બોલી છે તો ! અરવિન્દ ત્હારો કોણ ? કોઇ નહિ ! જા, હું જેની સાથે પરણાવું એજ ત્હારો સ્વામી.

રજની—અરેરે ગરીબ દીકરી અને મુંગા પશુને તો તેનો પાલક દોરે ત્યાંજ જવાનું રહ્યું ! હાય હિન્દુ સમાજ ! મ્હારા જેવી આવી કેટલી કન્યાઓની આંતરડીને તું કકળાવતો હશે ? ( જાય છે. )

વૈકુંઠરાય—શું કરૂં કે મ્હારા ફરજંદ તરફ પણ મ્હારે સખ્ત થવું પડે છે! ફક્ત એની ભવિષ્યની જીંદગી ખાતર ! અરવિન્દની અપકિર્તિથી હવે જ્ઞાતિ પણ વાંધો લઇ શકે તેમ નથી. મ્હારી ગરીબ ગાય જેવી દીકરીનો ભવ બગડે તે કરતાં કોઇ સજ્જન અને લાયક વર મળી જાય તો શ્યામાકાન્તની સલાહ શી ખોટી છે ? હાં, ઠીક યાદ આવ્યું ! અનિલકુમાર, બિચારો સાધારણ સ્થિતિનો છે, છતાં છોકરો નમ્ર અને લાયક લાગે છે. વળી રજની પણ તેને ઓળખે છે. માટે અત્યારે તો એજ તેને લાયક ગણાય. તો પછી હવે વિલંબ શો ? સંબંધ અને લગ્ન બન્ને સાથેજ કરી નાંખવા ? રજનીને પુછી તો જોઉં ? ના અત્યારે એ જરા કથળેલી છે. એટલે નાજ પાડશે. પરંતુ લગ્ન થઇ ગયાં એટલે અરવિન્દને ભુલી જતાં શી વાર લાગવાની હતી ? દુઃખનું ઔષધ દહાડા અને ધુનનું ઔષધ વિસ્મૃતિ. દીવસો જશે એટલે એની ધુન આપ મેળેજ હેઠી બેસી જશે. એવી ગાંડી ધુન ખાતર કંઇ દીકરીનું જીવન થોડું વેડરી નંખાય છે ?

—ગાયન—

દુહિતા સજ્જનને દેવાય
પરધન ત્હોયે થાપણ સમજી
ફેંકી નવ ફેંકાય—દુહિતા૦

દુર્જન સ્વામી વેશ્યાગામી
જીંદગી દુઃખમાં જાય નકામી
પીડા પામે ત્રાસજ પામી
કેમ કરી સહેવાય—દુહિતા૦

ગરીબ પણ ગુણિયલ વર સારો
સુખમાં જ્યાં જાયે જનમારો
દિકરીને જ્યાં રહે સહારો
ત્યાં હૈયું હરખાય—દુહિતા૦

( ગાતાં ગાતાં વૈકુંઠરાયનું જવું )

## પ્રવેશ ૩ જો — કોણુ બન્યું ?

સ્થળ:—જગમોહનદાસનું મકાન.

પાત્રો:—કવિ વિદ્યાધર, વિલાસીની, મેના અને જગમોહનદાસ.

( કવિ વિદ્યાધર ઇંગ્લીશ પોશાકમાં વિલાસીનીના શિક્ષક તરીકે વિલાસીની સાથે પ્રવેશ કરે છે. )

કવિ વિદ્યાધર:—ચાલો, મીસ વિલાસીની આજનો પાઠ યાદ કરી લાવ્યાં છો કે ?

વિલાસીની:—જી હા. યાદ તો એવો સરસ કર્યો છે કે કડકડાટ મોઢે બોલી જાઉં.

કવિ વિદ્યા.;—તો બોલો જોઇએ પહેલું વાકય શું છે ?

વિલાસીની:—એ ફેટ રેટ રેન એટ એ કેટ.

કવિ વિદ્યા.:—બરાબર હવે તેનો અર્થ કરો જોઉં.

વિલાસીની:—એ એટલે એક, ફેટ એટલે જાડો, રેટ એટલે ઉંદર, એક જાડો ઉંદર !

કવિ વિદ્યા.:—હું પછી ?

વિલાસીની—રેન એટલે દોડયો, એટ એટલે તરફ અને એ કેટ એટલે બિલાડી. એક જાડો ઉંદર એક બિલાડી તરફ દોડયો. અરે ! વાહ આ તો બરાબર ઉલટીજ વાત આવી !

કવિ વિદ્યા—ઉલ્ટી વાત વળી શી રીતે ?

વિલાસીની—જુઓને બિલાડી તરફ ઉંદર દોડે કે ઉંદર તરફ બિલાડી દોડે ? ઉંદર જો બિલાડીને જુએ તો ઉભો પણ રહે ખરો કે ?

કવિ વિદ્યા—ત્યાંજ ખુબી છે તો ! આજકાલ આપણી સરકારના રાજ્ય માં તો બધુ ઉલટુંજ થાય છે. જુઓને આપણા શાસ્ત્રોમાં લખ્યું છે કે પૃથ્વિની આસપાસ સુર્ય પ્રદક્ષિણા કરે છે. ત્યારે સરકારે આપણને એથી ઉલટુંજ શીખવ્યું કે સુર્યની આસપાસ પૃથ્વિનું પરિક્રમણ થાય છે. માટે જે કંઇ આજ આપણે વાંચીએ તેજ સાચું. બાકીનું બધું ધતીંગ. સમજ્યાં કે ?

વિલાસીની—ઠીક, બિલાડીને જોઇને તેની તરફ ઉંદર દોડયો ત્યારે એ બિલાડી પણ જબરી હોવી જોઇએ, ખરૂં કે નહિ ?

કવિ વિદ્યા—બલબત. જબરી તો ખરીજ. જાણે કે તમારી પેલી રસોઇઅણ મેના.

વિલાસીની—એમ ? મેના જો બિલાડી થાય તો પછી એ ફેટ રેટ એટલે કે જાડો ઉંદર કોણ ?

કવિ વિદ્યા—તમારો બાપ !

વિલાસીની—હેં એ !

( ચમકીને ઉભી થઇ જાય છે. )

કવિ વિદ્યા—એમાં ચમકે છે શેની ?

રસોઇ કરતાં પ્રેમ કેરી જાળ જેણે પાથરી,
લટકાં અને નખરાં કરી આંખો નચાવી માંજરી;
એ બિલાડીને જોઇને ઉંદર બન્યા લાચાર છે,
ને પિંજરૂં જોયું કે બસ ઘુસી જવામાં સાર છે.

વિલાસીની—એટલે શું એ પાડીને જોઇને મ્હારા બાપુ લપસી પડયા ?

કવિ વિદ્યા—હા, ફુટપાથ ઉપર કેળાંની છાલ ઉપર પગ આવતાં જેમ એક જેન્ટલમેન લપસે એમ એકદમ ત્હારા બાપ મેનાને વળગી પડયા.

( અભિનય બનાવતા કવિ વિદ્યા વિલાસીને ભેટી લ્યે છે. )

વિલાસિની—જાઓ દુર હડો ! તમે તો જુઠ્ઠા બોલા છો. હવે તો તમારો એક શબ્દ પણ હું માનવાની નથી.

કવિ. વિદ્યા.—નહિ માન તો તો હવે નજરો નજર જોઇનેજ ખાત્રી કર. જોઇ લે, સામેથી મેના પોતે આ તરફ આવે છે. ચાલ આપણે અહિંથી જરા દુર છુપાઇ જઇએ અને સાંભળીએ કે દાળમાં કંઇ કાળું છે કે નહિ !

વિલાસીની—ભલે ચાલો.

( બન્ને જણાં છુપાઈ જાય છે અને મેના પ્રવેશ કરે છે. )

—ગાયન—

મેના:— બની હવે ઘરની હું ધણીઆણી
મ્હારો સહુના પર અધિકાર,
મને કોઈ નહિ કહેનાર—બની હવે.

ચટક ચાલની લટક નિહાળી બુઢો મન મલકાય
ધીરે ધીરે ધારી જુએ ને પાણી પાણી થઈ જાય—બની હવે.
માન વધ્યાં મ્હારાં આ ઘરમાં શેઠ મને જોઈ રાજી
પણ તેની પુત્રી એકજ બસ કરતી બહુ પતરાજી—બની હવે.
મા-બાપે ન્હાના બાળક, પોપટથી પાનું પાડયું
જોબનીયું આ રસભર મુજ, કરી કજોડલુંજ બગાડયું—બની હવે.
પોપટ પીટયો પડયો ચૂલામાં, હું એનાથી છુટી
શેઠાણી થઇ મોજ માણુતી, કહો હવે શી ત્રુટી ?—બની હવે.

રસોઇ કરતાં લાગ સાધી શેઠને ઘાયલ કર્યા,
તે દિવસથી આપણા પોબાર બસ પાસા પડયા;
જેણે મ્હને ધક્કો દઇને એક દિન કાઢી હતી,
તેજ આજે આંખની એક પલકમાં આશક પડયા.

માણસ ધારે તો શું નથી કરી શકતું ? મ્હુંગી પહેલી વખત, જ્યારે એ પીટયા પોપટ માથે આવી, ત્યારે તો એજ શેઠે મને ધમકાવી, પરંતુ જ્યારે રસોઇઅણ બનીને મેં મારી મારકણી આંખ બનાવી, ત્યારે તો બસ શેઠે પોતાની સાન પણ દીધી ગુમાવી. હવે તો આ ઘરમાંથી વિલાસીનીનું પાપ ટળે, તોજ શેઠાણી થવાની મારી આશા ફળે, અને શેઠની મીલ્કતને વારસો મળે. પણ એ થાય કેમ ! એવી શી હીકમત લડાવું કે જેથી વિલાસીની જાય અને શેઠ ઉપર મ્હારીજ સત્તા થાય ? ( વિચાર કરે છે )

કવિ વિદ્યા—કેમ વિલાસીની હવે તો ખાત્રી થઈ ના ? જોયું ? એ તો ત્હારૂંજ કાટલુ કાઢવા તૈયાર થઇ છે કે નહિ ?

વિલાસીની—રાંડ શંખણી, તું જ્યારે મ્હને જ આ ઘરમાંથી કાઢવા માગે છે તો યાદ રાખજે કે મ્હારા નીકળવા પહેલાં તો ત્હારીજ ટાંટીઓ ટાળી દઇશ.

મેના—( કંઇક સાંભર્યું હોય તેમ ) હા ઠીક યાદ આવ્યું ! પેલો એક માસ્તર અહિંયા વિલાસીનીને ભણાવવા રોજ આવે છે તેની સાથે એ છોકરી જરા છુટ લેતી હોય એવું જણાય છે. માટે એ બંનેને લટુ બનેલા શેઠને બતાવું તો જ શેઠ એની છોકરી ઉપર ગુસ્સે થાય અને પછી માસ્તર અને શેઠની વચ્ચે થાય તકરાર, એટલે આપણો બેડો પાર.

વિલાસીની—વાહ રે વાહ અકકલની ઇજારદાર. સંભાળ કરજે કે કયાંક તારી જ રેવડી ન થાય દાણા દાર. વ્હાલા કવિ ચાલો હવે આપણે અહિંયા છતાં થઇએ. ( કવિ વિદ્યાધર પ્રકટ થાય છે )

કવિ વિદ્યા.—કાં મેના બાઇ મીસ વિલાસીની કેમ દેખાતાં નથી ? શિક્ષણનો ટાઇમ પણ થઇ ગયો છે, છતાં હજી સુધી હાજર કેમ નથી થયાં ?

( બીજી તરફથી વિલાસીની આવે છે )

વિલાસીની—અહિંયા જ છું માસ્તર, અત્યાર સુધી હું તમારી જ રાહ જોઇ રહી છું. કહો આજે કેમ મોડા આવ્યા ?

કવિ વિદ્યા.—આજે મ્હારે એક મિત્રને ત્યાં પાર્ટીમાં જવાનું હતું. એટલે સહેજ મોડું થયું. ચાલો આપણે અભ્યાસ શરૂ કરીએ, મેનાબાઇ શેઠ કેમ નથી જણાતા ?

મેના—એ જરા બહાર ગયા હોય તેમ જણાય છે. તમો બન્ને બેસો ત્યાં

શેઠ પણ આવી જશે. હું જરા મ્હા માટે તૈયારી કરી આવું. ( જતાં જતાં ) થોડીવાર એકાંતમાં રહેશે એટલે રંગે ચડશે; પછી તો શેઠ આવે એટલે બરા બર બતાવી દઉં કે માસ્તર કેવુંક ભણાવે છે.

( મેના જાયછે )

કવિ વિદ્યા—જોયું ? આપણે પણ હવે તો પ્રેમનીજ વાતો કરવી. કે શેઠને પણ ખાત્રી થાય.

વિલાસીની—હાજ તો છાનું કયાં સુધી રાખવું ? આજે તો બાપુજીને પણ હું સાફ સાફ કહી દેવાની કે કાંતો ઘરમાં મેના નહિ અને કાંતો હું નહિ !

કવિ વિદ્યા.—એમ ! ત્યારે આજે તો તમારામાં કંઇ અજબ હિંમત આવી ગઇ છે ?

વિલાસીની.—હિંમત કેમ ન આવે ? જયારે મ્હારી પડખે મ્હારો મીઠો મનમોહન વિદ્યાધર ઉભો છે ત્યારે મ્હારે શા માટે બ્હીવું ?

કવિ વિદ્યા.—ખરૂં છે. પ્યાર કરવો તો પછી ભય કોનો રાખવો ? મીઠી, જેટલી આજે તું નિર્ભય બની છે, તેટલી જ તું સુંદર દેખાય છે.

અડગ ત્હારા પ્રેમ પર મુજ જાન આ કુરબાન છે.
ત્હારા અલૌકિક પ્રેમનું મુજને સદા અભિમાન છે.
એ પ્રેમ ખાતર કષ્ટ સહેવા ( જો ) તું બની તૈયાર છે.
તો હું હવે સમજયો કે અહિં ઘુસી જવામાં સાર છે.

માટે ઓ મધુરી આત્મ ! નજીક આવ ! ભલે દુશ્મનોનાં દિલ ડખે, પરંતુ ત્હારા આલિંગને મ્હારા હૃદયની અંદર અમી વરસાવ.

વિલાસીની—ઓ પ્યારા કવિ !

(વિલાસીની કવિ વિદ્યાધરને સ્નેહના ખરા હૃદયના ઉમળકાથી ભેટે છે અને મેના સાથે જગમોહનદાસ પ્રવેશ કરે છે )

જગમોહન—શો કહેવું એ કઈ હવે ? અરે આમાં તે ત્હેં નવું શું દેખાડયું ? આતો એના માસ્તર છે. અને વળી એતો સાહેબ લોક કહેવાય !

મેના—પણ તે આમ હોય ?

જગમોહનદાસ—અરે એ તો વિલાસીનીને એટીકેટ શીખવે છે એટીકેટ !

મેના—પણ તે આવી એટીકેટ ?

જગમોહન—હા એવી એટીકેટ શીખે તો, ત્યારે જ મ્હને રાવ બહાદૂરનો ઇલ્કાબ મળે, સમજી ? અને એ લોકોના દિલમાં કંઇ પાપ હોતું નથી ! પરંતુ શિક્ષણને અંગે માસ્તરને આવું બધું બતાવ્યા સિવાય ન ચાલે.

મેના—મૂઓ માસ્તર અને મૂઈ એ તમારી એટીકેટ છોકરી હાથથી જશે ત્યારે જ પસ્તાશો.

જગમોહન—લે ચાલ હવે બહુ ડાહી ન થા. એમના શિક્ષણમાં ખલેલ પડશે તો પાછું રાવ બહાદુર નહિ થવાય !

( મેનાને ખેંચીને જગમોહનદાસ જાય છે. કવિ વિદ્યાધર અને વિલાસીની પોતાની જીત ઉપર મલકાય છે. )

કવિ વિદ્યાધર—કોણ બન્યું ?

વિલાસીની—બુઢ્ઢો

કવિ વિદ્યાધર—કોની ચાટ પડી ?

વિલાસીની—રાંડ મેનાની !

કવિ વિદ્યાધર—કોની યુકિતથી ?

વિલાસીની—તમારી !

કવિ વિદ્યાધ —એમ છે ત્યારે ! લે ચાલ હવે, થોડી રોક લઇ આવીએ.

વિલાસીની—ચાલો.

( બન્ને અરસ પરસ બગલમાં હાથ નાંખી જાય છે )

## પ્રવેશ ૪ થો. જેમાં મોહિની મ્હાત થાય છે.

સ્થળઃ—મોહિનીનું દીવાનખાનું.

પાત્રોઃ—મોહિની, મોહન અને લલિતા.

( પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરી આવ્યું હોય એવા ભવ્ય દિવાનખાનામાં અપટુ ડેટ ફર્નિચર ગોઠવેલું છે, સામ સામા બે કબાટના આરીસામાંથી દ્વિગુણિત થતો ઇલેકટ્રીક લાઇટનો પ્રકાશ આખા ઓરડાને ઓપ આપી રહયો છે. કૃત્રિમ ફુલોના કુંડાથી સુમંડિત ઝરૂખામાં મદઘેલી આંખે આડી પડેલી મોહિની કંઇક વિચારી રહી છે. )

મોહીનીઃ— વિના પૈસા કમાવાનો અધમ ધંધો અમારો છે.
ન રોકે પાઇ પણ ચાપણ છતાં વ્યાપાર સારો છે
તરંગર હોય તે આવી અહિં મોજે ઉડાવે છે
વિલાસો પોષવા કાજે નગદ કલ્દાર લાવે છે.

અમારૂં વેશ્યાનું મકાન એટલે શ્રીમતોનું સંગ્રહસ્થાન. દિવસના જે સમાજના સ્થંભો અમારા તરફ નજર નાંખતાં પણ અભડાઇ જાય છે, તેજ સદ ગૃહસ્થો રાત્રિના વખતે અમારી ઠોકરો ખાવા પણ તૈયાર થાય છે. ધર્મના ઠેકેદારો જેઓ પુરાણોનાં પોથાંઓ ખોલી અમારા તરફ તિરસ્કાર વરસાવે છે, તેજ ત્રિપુંડધારી ભૂદેવો અને ગાજરીયા દેવો રાત્રિએ નિશાચરની માફક લપાતા

છુપાતા અમારા પગ ચાટવા આવે છે. શું આજ રીતે દંભના કિલ્લા બાંધીને હિંદુ સમાજ પરાયા આક્રમણોથી બચવા મ્હાય છે ?

ધર્મના પદવિધરો લુંટે જગતને દંભથી
શ્રીમંત સત્તાધિશ ચુસે ગરીબોને દંભથી
એ સર્વ લુંટારા અમારે આંગણે અથડાય છે
પળવારમાં જે લુંટારૂ તે પણ અહિં લુંટાય છે.

( મોહન પ્રવેશ કરે છે )

મોહન—મોહિની, જે શીકાર માટે હું તમારા મંડળમાં જોડાયો છું તે ખુદ શ્યામાકાન્ત.........

મોહિની—ચુપ કર બેવકુફ ! અત્યારે તું એક વેશ્યા સાથે વાત કરી રહ્યો છે નહિ કે ભેદી વિપ્લવ મંડળના નાયકની સાથે.

મોહન—મોહીની, મોહીની, ચાલાકી મૂકી દે. જે કામ કળથી સરતું હોય તેને માટે બળ વાપરવાની જરૂરત નથી. ત્હારે જ ત્યાં એ શયતાન આજે આવનારો છે. માટે યાદ રાખ કે આજે એ છટકી ન જાય.

મોહિની—એટલે ? શું હું એનું ખૂન કરૂં ?

મોહન—ખૂન કરવા માટે તો આપણે વિપ્લવવાદીઓએ આ સંસ્થા ખોલી છે. મોહીની નાયક થઇને આવેલી તક ન ગુમાવજે.

મોહિની—મૂર્ખના સરદાર ! દિવાલને પણ કાન હોય છે. એ કહેવત કેમ ભૂલી જાય છે ?

મોહન—છાને ખુણે દાવ પેચ રમનારી ધૂર્ત ઓરત ત્હારી સફાઇથી હવે હું નહિ છેતરાઉં. આજે કાંઇ પણ મંજોગોમાં જે વાતનો નિકાલ કરવા આવ્યો છું તેનો ફેંસલો કરીને જ જઇશ.

વેશ્યા બનીને ત્હેં જગતમાં ચાલબાજી આદરી.
કંઇકને લીધા નિચોવી દ્રવ્ય ને દૈલત હરી.
કુલ્ટા છતાં સાધ્વી થવા ત્હેં ફંડમાં નાણાં ભર્યાં
વળી વેશ પલ્ટો કરી ભેદી મંડળો ઉભાં કર્યાં
પૂરી રમત રમનાર ત્હારી કળા જાણી કામિની
પણ આખરે વેશ્યા રહી તું તુચ્છ બેજ બદામની.

મોહિની—હા, હા ત્હારા સ્વાર્થિ સમાજનીજ હું એ બદામની વેશ્યા છું. ઓ કમ અક્કલ કંગાલ ! ત્હારા જેવા સેંકડો મનુષ્યોના પરસેવે તાગડધિન્ના કરનાર શ્રીમંતોને આ મ્હારી ટચલી આંગળી ઉપર નચાવનાર વેશ્યા જ છું.

પરંતુ ત્હારી માફક હું વૈરની ધૂનમાં પાગલ નથી બની ગઇ. જે મૂડીવાદીઓ ઉપર તું આજે શ્રાપ વરસાવે છે, જે શ્રીમંત વર્ગનો તું કટ્ટો દુશ્મન છે, તેજ શ્રીમંતોને હું મ્હારા ચર્ણમાં નમાવું છું. તું જેઓનો નાશ ઇચ્છે છે, તેઓને જ મ્હારે ત્યાં હું મર્કટની માફક નચાવું છું. તુ જાણે છે એ બધું શા માટે ?

મોહન—હા, જાણું છું સારી રીતે જાણું છું કે તેઓની પાસેથી પઇસો પેદા કરીને ત્હારે પણ શ્રીમંતાઇને સાતમે આસમાને બેસવું છે. અને છતાં ભેદી મંડળમાં તુંજ એ શ્રીમંતાઇને ધિક્કારવાનો ઢોંગ કરે છે.

મોહિની—મોહન હું શ્રીમંતાઇને નથી ધિક્કારતી, ધિક્કારૂં છું ફક્ત શ્રીમંતોને. અને એટલા જ ખાતર મંડળ દ્વારા અને આ મ્હારા ગણિકાના વ્યવસાય દ્વારા એ શ્રીમંતોને હું પાયમાલ કરી રહી છું

મોહન—મોહિની તું મહા ભયંકર બલા છે. ભેદી વિપ્લવ મંડળની નાયક બનીને ત્હેં અમારૂં હિત સાધવાને બદલે અમારો જ ઉપયોગ કરી ત્હારૂં ઘર ભરી દીધું છે. પરંતુ ખેર, આજથી અમો સાવચેત થયા છીએ.

મોહિની—એટલે ? શું ત્હું આ મોહિનીને નાયકના સ્થાન ઉપરથી મીટાવી દઇશ ? મ્હારા હ્રદયનો ભેદ પામીને શું તું અહિંથી છટકી જઇશ. કદાપિ નહિ !

કાતિલ અને કરપીણ કૃત્યોની રમત રમનાર છું,
જાતની છું નાચનારી પણ છુપી તલ્વાર છું.
ભેદથી ભરપૂર ભામાને પિછાને તું નહિ.
સ્વાર્થ ખાતર છુરી થઇને ગરદને ફરનાર છું.

મોહન—વાહ ! શી શબ્દોની સફાઇ છે ? મોહિની મ્હને ડરાવવા માટે આટલા બધા ગુસ્સાની જરૂર બીલકુલ ન્હોતી.

લાલ ત્હારી આંખથી ડરનાર આ મોહન નથી.
ક્રોધ કેરી ધાકથી ડરનાર આ મોહન નથી.
તુજ છુરી કેરી ધાર તીક્ષણ મ્હને નહિ બતલાવજે.
એ નકામી ધમકી થકી નામર્દ કોઇ ધમકાવજે.
મરણિયો થઇ વીર જે મયદાનમાં પડશે સહી
તે એક વેશ્યાથી ડરી પાછું કદમ ધરશે નહિ.

માટે સાવધ થા. આટલા દિવસ મંડળમાં હુકુમ આપનાર તું હતી, આજે હુંજ ત્હને એ મંડળના નાયક તરીકે સત્તાવાર હુકુમ કરૂં છું કે મ્હારો શિકાર ત્હારે ત્યાં આવે ત્યારે ત્હેને ત્હારે ઠાર કરવો.

મોહિની—ત્હને નાયક તરીકે હું લેખતી જ નથી.

( લલિતા પ્રવેશ કરે છે )

લલિતા—તમારે લેખવો જ પડશે, આ રહ્યું મંડળનું ફરમાન. આજથી નાયકની જગ્યા ઉપરથી મોહિની પદભ્રષ્ટ થાય છે, અને તે જગ્યાએ મોહનની ચુંટણી થાય છે. ( મોહિની લલિતાના હાથમાંથી ફરમાન લઇ લ્યે છે અને વાંચે છે. )

મોહન—કેમ ? હવે માનવું છે કે નહિ ? શ્રીમંતોની દયા ખાવા માટે એક ઓરત પાસે મ્હને તમાચાની સજા અપાવનારી રંડા ! ત્હેં અનેકને ઠગ્યા છે, અનેકને હથેળીમાં રમાડયા છે. ત્હને જીવતી રાખવી એ પણ મંડળ માટે હવે તો આફતરૂપ છે કારણ કે અમારો ભેદ ફોડી નાખીને તું ત્હારૂં વેર કદાચ વસુલ પણ કરે, પરંતુ ફિકર નહિ, અમોને ખાત્રી છે કે એ ભેદ ફોડવાની ત્હારી હિંમત જ નથી. મંડળને દગો દેવાની ત્હારામાં સ્હેજ તાકાત પણ નથી. અમારો ભેદ ઉઘાડો કરતાં કાયદાની ચુંગાલમાં તું પણ ફસાઈ જાય છે. માટે જા ત્હને અમે મૂકત રાખીએ છીએ. પરંતુ તે એકજ શરતે કે અમારી આજ્ઞા ત્હારે માન્ય રાખવી પડશે.

મોહિની—તમારે આધિન રહીને જેમ મંડળ મ્હને ફરમાવશે તેમ કરવા હું બંધાઉં છું.

મોહન—તો હવે જયારે શ્યામાકાન્ત ત્હારે ત્યાં આવે ત્યારે અમોને ચેતાવવા. યાદ રાખજે કે ગફલત કરી છે તો જાનથી જઇશ.

મોહિની—જરૂર હું આપને ચેતવી દઇશ. જરા પણ ગાફીલ નહિ રહું.

લલિતા—તો બસ. કોઇની તાકાત નથી કે ત્હારો એક વાળ પણ વાંકો થાય. મોહન ચાલો હવે.

મોહન—હા ચાલો. મંડળમાં આપણી રાહ જોવાતી હશે.

( લલિતા અને મોહન જાય છે )

મોહિની—દુનિઆ આખીને છેતરનાર એક વેશ્યાને મ્હાત કરનાર મર્દ બચ્ચા ! જગતમાં જવાન હો તો ત્હારા જેવા હોજો. ત્હારી મર્દાઇને જોઇને મ્હારો ગર્વ ગળી જાય છે. ત્હારી આંખોમાં ચળકતું તેજ, ત્હારા ઉગ્ર ચ્હેરા ઉપર દેખાતુ ક્ષાત્ર ગૌરવ, સિંહ સમા ત્હા । સીનામાં વસેલી ધીરજ, એ બધું જોતાંજ મ્હારો દંભ ઓસરી જાય છે, જીવનમાં પહેલી જ વખત ખેંચાતું હોય તેમ ફકત ત્હારાજ તરફ આજે મ્હારૂં હ્રદય ખેંચાય છે.

**ગાયન**

દિલ જે ન કદિ પ્રેમ તણું મૂલ્ય પિછાણે
તે જીત્યું પરાણે

જે વેશ્યા ન જીતાય કદિ મોહના બાણે
તે હારી આ ટાણે
ધિક્કારતો છતાંયે ત્હારૂં દિલ ન ધિક્કારે
મ્હારી ભૂલને સુધારે
બહાદુરી નિહાળી બની મ્હાત આ વારે
ત્હારા શબ્દ પ્રહારે

શેર

દિલ ઉંસીકું દીજીયે દિલેર યાર હો
શેર સેં ભી બઢકે કુરત મેં મદાર હો

મર્દ એ મોહનને આજે દિલ આ વખાણે
ને ઝંખે પરાણે—
દિલ જે ન કદિ૦

## પ્રવેશ ૫ મો — પરાજય પામેલું પુરૂષત્વ

સ્થળ—અનિલ કુમારનું મકાન.

પાત્રો—રજની, રમા. સખીઓ અને પાછળથી અનિલ કુમાર.

( અરવિન્દને એ સાલની જેલ મળવાથી વૈકુંઠરાયે રજનીનો વિવાહ અનિલ સાથે કરી દીધો છે. અરવિન્દ તરફ અનુરાગ ધરાવતી બાળા હૃદય પર પથ્થર મૂકી પિતાની આજ્ઞાને આધીન થઇ અનિલને પરણી ચુકી છે. રજનીની આજે પરણ્યાની પહેલી રાત છે છતાં અરવિન્દને દિલ આપી ચુકેલી આર્ય કન્યાના હૃદયમાં પ્રેમનો ઉલ્લાસ નથી દેહ અનિલને આધિન છે અને હૃદય અરવિન્દને ઝંખે છે. તોપણ કુમુદની માફક પડયું પાનું નિભાવી લેવા તે તત્પર થાય છે. દિલની આ વ્યથાને ન જાણનારી ન્હાની નણંદ અને અન્ય સખીઓ તેની મશ્કરી કરે છે. અભાગી આર્ય બાળા દિલના દર્દ કોને કહે ? )

રજની—આજે મ્હારી પરણ્યાની પહેલી રાત છે. જે સુખદ પ્રસગ માટે એક આર્ય મુગ્ધા તલસી રહે છે તેજ મ્હારા દામ્પત્ય જીવનની સોપાન ઉપર મ્હારે આજે પગ મૂકવાનો છે.

સ્નેહ બદલે દેહનાં બળિદાન દીધાં જ્યારથી
લગ્ન કેરા લ્હાવનાં સ્વપ્નાં ભુંસાયા ત્યારથી
આર્ય કન્યાને જીવનમાં સ્નેહનું ક્યાં સ્થાન છે ?
હૃદય બદલે દેહના થાતાં અહિં વેચાણ છે.

( રમા અને સખીઓ પ્રવેશ કરે છે )

રમા—લ્યો જોયું ? અમે બધાં નીચે ભાભીને શોધતાંજ રહ્યાં, અને ભાભી સાહેબ તો ઝટપટ ભાઇને ભેટવા માટે શયન મંદિરમાં પણ આવતાં રહ્યાં.

કમળા—તે રમા બેન, તમોને કંઇ ભાભીના સુખની અદેખાઇ આવે છે?

( રજની હૃદયના ભાવ છુપાવીને પણ વિનોદમાં ભાગ લ્યે છે. )

રજની—એમ અદેખાઈથી અધિરાં થશો તે કેમ પાલવશે ? રમાબા તમે પણ હવે પરણવાના છો સમજ્યાં ?

રમા—હાજતો ! ભાભી સાહેબનાં આ ઘરમાં પગલાં થયાં કે નણંદને પરણાવીને ઝટ સાસરે મોકલાવીજ દેશોને ! જો અમે તમારા આનંદમાં આડા આવીએ છીએના ! ( સ્હેજ કૃત્રિમ ક્રોધ દર્શાવે છે ) અહ !

નિર્મળા—એમાં વળી ગુસ્સે શેની થાય છે ? મનમાં તો ત્હેનેયે તાલાવેલી થાતી હશે. છતાં મોઢેથી આટલું બધું માન શાની ખાય છે ?

રમા—જા જા બટક બોલી ! ત્હેં કેમ જાણ્યું કે અમોને તાલાવેલી થતી હશે.

કમળા—જુઠું શું કામ બોલે છે ? તુંજ ન્હોતી કહેતી કે મ્હને તો પીટયાં પરણવાનાં સ્વપ્નાં આવે છે ?

રજની—હંઅ...! હવે કેવાં પકડાઇ ગયાં ? રાતને દિવસ મ્હારા નણદોઈનું રટણ થાય એટલે સ્વપ્નામાં પણ મીઠી મોજ ચખાય. સાચું કહેજો રમા બા, ત્હમને મ્હારા સમ છે ! શું રમેશ કુમારે સ્વપ્નામાં તો છેડતી નથી કરીને ?

રમા—લાજો લાજો, જરા બોલતાં તો શરમાવ ? આવી તે મશ્કરી હોય ?

રજની—અરે વાહ ! અમારી જેવી ભાભીની ચ્હાય તેવી મશ્કરી ખુશીથી થાય અને તમને નણદલબાને કંઇપણ ન કહેવાય એમજના ?

કમળા—શું કામ ન કહેવાય ? આપણે તો બધાંએ સરખાં. સમાનતા ન હોય તો સહિપણાં શાનાં વળી ?

નિર્મળા—પણ મૂળ વાતને કેમ ભૂલી જાવ છે। ? રમા બાને પેલું સ્વપ્નું આવેલું તે તો રજની બ્હેનને કહી સંભળાવો.

રજની—હેં રમા બા, કહો તો ખરાં સ્વપ્નામાં શી મોજ માણી ?

રમા—મશ્કરી મુકો ! મ્હારે જવું છે.

કમળા—હવે જશો તે કયાં ?

નિર્મળા—બધી વાત કહયા વિના જવાજ કેમ દેવાય ?

રજની—મ્હારા સોગન. આજ તો આનંદનો દિવસ છે. મ્હારૂં વેણ નહિ રાખો ?

રમા—એ તો ખાત્રી છે કે તમે એમ મ્હને છોડવાનાં નથીજ, લ્યો ત્યારે સાંભળો:—

—ગા ય ન.—

રમા— સહિયર આણી સ્વપ્નની સાંભળ વાત
સર્વે કહેતાં કાં અચકાણી ?
રમા— આવી'તી જાણે પરણ્યાની માજમ રાત
સર્વે અંતરમાં હરખાણી—સહિયર૦
રમા— ખીલી વસંતની રાત રૂપાળી
ચાંદનીથી લિંપી સૃષ્ટિ રસાળી
વ્યોમે તારલિયાની ભાત.
સર્વે દીઠી ને મલકાણી—સહિયર૦
રમા— શયન મંદિરની ચંદા અટારી
વાલમની રહી'તી વાટ વિચારી
આવ્યા અચાનક નાથ
હું તો છેક અજાણી—સહિયર૦

સર્વે—એમ ?

રમા—હા.

રજની—વારૂ પછી ?

રમા— દેહલતા મહિં છુટી કંપારી
નયનો નીચાં ઢળયાં અંગ ધ્રુજારી
હૈયે વધ્યો ઉકળાટ
સર્વે સમજી ! તું શરમાણી—સહિયર૦
રમા— હેત કરી નાથે બાથમાં લીધી
અટકચાળે અકળાવી ત્યાં દીધી
પર્યંકે પહોંચ્યા સાથ
સર્વે સાચી મોજ ત્હેં માણી—સહિયર૦
રમા— વેણી છુટી મ્હારી સાડી ચોળાણી
ક્રોધ કરી હું તો સ્હેજ રિસાણી
મનાવીને થાક્યા કાન્ત
સર્વે ત્હોયે તું ન મનાણી—સહિયર૦
રમા— રીસ કરી રસ વલ્લભ રૂઠયા
ત્યાગી પલંગ એ તુરતજ ઉઠયા
જાગી ત્યાં ઉગ્યું પ્રભાત
ઉષા નભમાં સંતાણી—સહિયર૦

કમળા—વાહ. આવી મોજ તો કોઇએ કદિ ચાખી પણ નહિ હોય.

રમા—ચાખી નહિ હોય તે આજે ચાખશે. કેમ ભાભી સાહેબ ?

રજની—વાહરે, રમા બા, આતે તમોએ સ્વપ્નાનો અનુભવ કહયો કે આવી બધી વાતો કરીને મ્હનેજ લ્હાણુમાં લીધી.

નિર્મળા—એ તો જેમ સમજો ! સ્વપ્નાંને સાચાં કરી બતાવવાં એ હવે તમારૂં કામ. લ્યો રમા બ્હેન ચાલો. આ જુઓ અનિલ ભાઇ પણ આવી પહોંચ્યાં.

રમા—હાજ તો. ગુલાબમાં કાંટા રૂપ આપણે શા માટે થવું ? ભાભી સાહેબ, અતિથીરાજ આવી પહોંચ્યાં છે, એમને ભાવતાં ભોજન પીરસીને પ્રસન્ન કરજો.

કમળા—પણ શાં શાં ભોજન પીરસવા એ તો જરા સાંભળી લ્યો:—

નેત્રના કટાક્ષ રૂપ શિતળ જળ પાન દઇ
મુગ્ધ મનો ભાવ વડે આદર બતાવજો

નિર્મળા:— આલિંગન સ્પર્શ થકી અમીથી ભરેલા એવા
ચુંબનના સુધામય થાળને ધરાવજો

રમા:— પ્રીતિ રૂપ પાક કરી થાકને ઉતાર્યા પછી
કંસાર મજાનો રતિકેલીનો ચખાડજો
તૃપ્ત થાય નાથ પછી હાથે હાથ સ્હાઇ અને
હાસ્યના વિલાસ રૂપ મુખવાસ આપજો.

સમજ્યાં ? ( સખીઓ સહિત રમા જાય છે )

રજની—( જતી રમાને જોઇ રહેતી ) જેનાં અંગે અગમાં યુવાની નીતરી રહી છે એવી કોડભરી નણદી, પ્રભુ તમારા કોડ પૂરા કરો. હું તો મ્હારા હ્રદયની આગથી સળગી રહી છું. જે નિર્બળ નારી-હ્રદય પિતાની આજ્ઞા ન ઉથાપી શક્યું, તે શું આજની કસોટીમાંથી પસાર થશે? ઓ ઇશ્વર ! મ્હારા અરવિન્દને વફાદાર રહેવા તું મ્હને હિંમત દે.

( સોફા ઉપર બેસી જાય છે; અનિલ પ્રવેશે છે. )

અનિલ—પ્રિયતમા અવનત મૂખે કંઇક વિચારી રહી છે.

( પાછળથી જઇને રજનીના ખભા ઉપર પોતાના બંને હાથ મૂકે છે રજની હાથને ખસેડી દઇ સામે ઉભી રહે છે. )

રજની—અનિલ, મિત્રને જેલમાં મોકલ્યા બદલ મ્હારે તમોને અભિનંદન આપવાં જોઇએ ખરૂં કે નહિ ?

અનિલ—ગુન્હેગારને તેના ગુન્હાની સજા થઈ તેમાં મ્હને અભિનંદન શાના?

રજની—ગુન્હેગાર એ નહિ પરંતુ તમેજ છો, કે જેણે મિત્ર દ્રોહ કરી તેને હૃદયથી વરેલી તેની પ્રિયતમા સાથે લગ્ન કર્યાં.

અનિલ—રજની રજની, આપણા મીલનની આ પ્રથમ રાત્રિએજ તું મ્હને આવા પ્રહાર કરવા માગે છે ? મ્હારા મન મનોરથોના ચુરા કરીને મ્હને સંતાપ આપવા માગે છે ? હાય મેં કેવી કેવી ભવ્ય કલ્પનાઓ કરી રાખી હતી.

ઘુંઘટ થકી ઢંકાયેલા મૂખ ચંદ્રને કલ્પી અને,
પટ ખોલવા ને ચુમવાની આશ અંતરમાં હતી.
મુગ્ધા તણું જે હૃદય ધડકે શર્મના આવેશથી,
તે હૃદય કરવા શાંત બાહુપાશથી, આશા હતી.

રજની—અને સાથે સાથે એ પણ કહો કેઃ—

નિજ મિત્રને દઇ છેહ તેની પ્રિયતમાને ભેટવા
ને હવસ નિજ સંતોષવા દિલ રાક્ષસી ઇચ્છા હતી.

અનિલ—વ્હાલી તું મ્હને અન્યાય કરે છે. યાદ છે ત્હારે જ ત્યાં અરવિંદ સાથે મહેમાન થઈ હું આવેલો, ત્યારે જે ચોરી થઇ તેમાં અરવિંદનો હાથ હોવો જ જોઇએ, નહિ તો તિજોરીમાંથી પૈસા જાય ક્યાં ?

રજની—અનિલ, તમો બધા જેને ચોર સમજો છો, તે તમારા પૈસા ઉપર થુંકે પણ નહિ. મ્હારો અરવિન્દ શક અને સંજોગોને આધીન થઇ આજે જેલ ભોગવે છે. અને હાય ! હું અહિં પરાયાને પનારે પડી ચુકી છું. ઓહ દૈવ ! મ્હારૂં હૃદય બંધ કેમ નથી પડતું ?

( ધ્રુસકું મૂકી દઇ રોઈ પડે છે. )

અનિલ—રજની ત્હારા નારી સુલભ અશ્રુપાતથી તું મ્હને નહિ છેતરી જાય. જેમ જેમ હું નરમાઇ બતાવું છું તેમ તેમ ત્હારી જીદ્દ તું છોડતી જ નથી, પરંતુ એક આર્યનારી તરીકે તું મ્હારી અર્ધાંગના છે, તેમજ હું ત્હારો સ્વામી છું એ ન ભૂલી જા.

રજની—અને અનિલ એક આર્ય કુમારીના ભાવી મનોરથોને કચરી નાંખી, તમોએ તેને પરાણે તમારી અર્ધાંગના બનાવી છે એ પણ તમે ન ભૂલી જાવ.

અનિલ—ત્યારે તું મ્હને નથી ચ્હાતી ?

રજની—ચાહવું એ કંઇ મ્હારા હાથની વાત નથીજ તો !

હૃદય શિખ્યું ચાહતાં જે એક પ્રિય અરવિન્દને
પ્રાણ જાતાં તે તમોને ચાહતાં શીખશે નહિ.
મન વચનથી જે બની અરવિન્દની અર્ધાંગના
તે બાહ્ય લગ્નાદિ વિધિથી અન્યની થાશે નહિ.

**અનિલ**—એટલે શું મ્હારી સાથે ત્હારાં લગ્ન નથી થયાં ?

**રજની**—એ લગ્ન દિલનાં નહિ પરંતુ દેહનાં હતાં. ન ભૂલી જાવ અનિલ, કે હસ્ત મેલાપન એટલે લગ્ન નહિ, પરંતુ પ્રાણ મેલાપન એટલેજ લગ્ન *

**અનિલ**—જ્યારે કવિઓની એવી કલ્પના સૃષ્ટિમાં જ ત્હારે વિહાર કરવો હતો તો પછી તું મ્હારી સાથે પરણી જ શા માટે ?

**રજની**—હિન્દુ સમાજમાં પરણ્યું પરણાતું નથીજ તો. અહિંયા તો પરાણે પરણાવ્યું જ પરણાય છે તેનું કેમ ?

**અનિલ**—ત્યારે તું મ્હને તો ગણકારવાની જ નથી એમજ ના ?

**રજની**—મરતાં સુધી નહિ.

**અનિલ**- તો હવે સાંભળ રજની, કે પુરૂષો, પોતાની સ્ત્રીઓની સર્વ પ્રકારની વર્તણુક સાંખી શકે છે, પરંતુ જ્યારે તઓના પુરૂષત્વ ઉપર જ આઘાત થાય છે, ત્યારે પુરૂષ એ સ્ત્રીઓનો મહાન શત્રુ બની જાય છે.

**રજની**—શત્રુ બનીને પણ તમો અમોને જીતી શકવાના તો નથીજ, એ રખે ભૂલ ખાતા.

**અનિલ**—( સ્વ. ) હવે જોઉં છું કે કોણ જીતે છે. ( પ્ર. ) રજની જ્યારથી મ્હેં ત્હને પહેલી વખત જોઇ છે ત્યારથી જ, ત્હારા સૌન્દર્યનો હું પુજારી બન્યો છું. અરવિંદ અને ત્હારી મૈત્રીની અનેક વખત મ્હને ઈર્ષા આવેલી. પરંતુ એના દુષ્કૃત્યોને લઇને એ ત્હારા માટે નાલાયક ઠર્યો, માટે ગઇ ગુજરી ભૂલી જા, અને આપણા સંસારમાં કલેષનાં બીજ ન રોપ. મીઠી ! આજની વસ્લની રાત્રિએ મ્હેં અનેક સુખ સ્વપ્નો કલ્પેલાં, એ બધાં શું હવે તું ભૂસી નાંખવા ચાહે છે ?

**રજની**—અનિલ કુમાર, તમારી સાથે મ્હારા પિતાએ કરેલા લગ્નની રૂએ દુનિયાની નજરે તમારી સ્ત્રી તરીકે ઓળખાવા હું તૈયાર છું પરંતુ તે એકજ શરતે કે તમારે તમારી વાસનાઓને મારવી પડશે. સમાજના દ્રષ્ટિએ તમારી પ્રતિષ્ઠા અને પુરૂષત્વને હું કદાપિ પણ આંચ નહિ આવવા દઉં. પરંતુ જે દિવસે તમે વાસનાને વશ બનીને મ્હારા ઉપર હવસી આક્રમણ કરશો તે દિવસે હું તમારી નથી.

**અનિલ**—પરંતુ એવી શરત કરવાનું કંઇ કારણ ?

**રજની**—કારણ એજ કે મ્હારો આત્મા, મ્હારા અરવિન્દને ગુન્હેગાર માનવાની સાફ ના પાડે છે. કોઇ કપરા સંજોગોમાં જ મ્હારા પિતાને ત્યાં તમારા ચાર્જમાં રહેલા બેંકના પૈસાની ચોરી થઇ, અને તમોને બચાવવા જતાં

* કવિ શ્રી ન્હાનાલાલ.

કોઇ શયતાનની ઇન્દ્ર જાળથી ભરમાઇને તેના પિતાએ જ તેને પરાણે દોષિત ઠરાવ્યો છે.

અનિલ—પરંતુ હવે બનનારૂં હતું તે બની ગયું. તેને માટે તું થોડી બંધાએલી છે ?

રજની—એ પ્રશ્ન તો તમો તમારાજ અંતરને પૂછી જુઓ. હું એકલીજ નહિ પરંતુ તે મઇત્રીને વફાદાર રહેવા આપ પણ બંધાએલા છો. શું આપણો એક સ્નેહિ, આપણા માટે જેલમાં સડે અને આપણે અહિયાં વૈભવ વિલાસોમાં મશગુલ રહીએ ?

અનિલ—રજની તું કોઇ વિચિત્ર ભાવના ઘેલી સ્ત્રી હોય એમ જણાય છે. પરંતુ હું ત્હારી એવી કોઇ પણ શરત કબુલ કરવા બંધાએલો નથી.

અગ્નિ અને મા-બાપની સાનિધ્યમાં મુજને વરી
સ્વામી કરી સ્થાપ્યો મ્હને મંડપ મહિં ફેરા ફરી
અધિકાર મ્હારો તુજ ઉપર છે તે દિવસથી સાંપડયો
આશ્વિન થા મુજને ભલે અરવિન્દ ચુલામાં પડયો.

રજની— અધિકાર મુજ પર સ્થાપવાને હજુ તમને વાર છે
નિશ્ચય કર્યો તે તોડવાને વિધિ પણ લાચાર છે
જે પરમ સ્નેહી તમ તણો તેની જ આ દિલદાર છે
આ લોક ને પરલોકમાં અરવિન્દ મુજ ભરથાર છે

અનિલ— નાદાન કહું છું છોડ ઝાઝી જીદમાં નહિ સાર છે,
હઠીલ હઠમાં સમજજે નાશ તુજ નિરધાર છે.
દઢ મ્હાય તેવો ત્હોય અંતે તું સદા લાચાર છે.
મ્હાગ સકંજાની મહિંથી કહે કયાં જાનાર છે ?

( દોડીને પકડવા પ્રયત્ન કરે છે, રજની છટકીને દુર ખસી જાય છે. )

રજની—આખર પુરૂષ જાત પોતાની હેવાનિયત ઉપર અંતે આવી ખરી. પરંતુ—

જોર જુલ્મે વશ કદી નારી હ્રદય થાતું નથી
દેહને કબજે કર્યાથી દિલ કબજ થાતું નથી
બદ હવસને સંતોષવા જો આપ પાશવતા ધરો
પુરૂષત્વ એથી આપનું કંઇ અમર થઇ જાતું નથી

અનિલ—તેવા વિચારો અને દલીલો હવે મને એક ક્ષણ માટે પણ નહિ રોકી શકે; બોલ, સહેલાઇથી માની જવું છે કે બળજોરી અજમાવું ?

રજની—ચૂપ ચૂપ મ્હને એકલી મૂકી તમારા રૂમમાં જાવ છો કે બૂમો કરીને શોર મચાવું ?

અનિલ—રજની રજની, આ હઠ ત્હને ભારી થઇ પડશે.

રજની—અત્યારે મધ્ય રાત્રિએ શોરબકોર કરીને મહોલ્લાના લોકોને ભેગા કરી મૂકીશ તો ખાનદાનીમાં ગાબડું પડશે.

અનિલ—જા, રાંડ તું કુલટા છે ! દુર થા વ્યભિચારિણી ત્હારૂં કાળું કર.

( ધક્કો દઇને, લાત મારી અનિલ ચાલ્યો જાય છે. રજની પડી જાય છે. )

રજની—( કંઇક કળ વળે છે એટલે બેઠી થાય છે. ) પ્રભુ ! જગદાધાર ! ત્હારી કૃપા કે આજની આકરી કસોટીમાંથી ત્હેં મને બચાવી.

( ઘુંટણ ભર પ્રભુને પ્રાર્થી રહી હોય તેમ બે હાથ આકાશ તરફ જોડીને રજની બેસી જાય છે )

( પડદો પડે છે. )

## પ્રવેશ ૬ ઠો. પતનને પંથે

પાત્રોઃ—શ્યામાકાંત અને અનિલકુમાર.

સ્થળઃ—અનિલનું મકાન.

શ્યામાકાંત—પણ એ મારી જ કેમ શકાય ? શું તમારામાં એટલી પણ હિંમત નથી કે એક સ્ત્રીને વશ કરી શકો ?

અનિલ—શ્યામાકાંત, મેં પણ ઘણી સ્ત્રીઓને જોઇ છે, છતાંય રજની જેવી જીદ્દી સ્ત્રી તો આ પૃથ્વિ ઉપર એક પણ નહિં મળે.

શ્યામાકાંત—તો પછી સંસાર ચાલશે શી રીતે ? આમ ને આમ એની જીદને પોષતા રહેશો તો લોકો તમોને પાણી વિનાના ગણશે એ કંઇ સમજો છો ?

અનિલ—બધું સમજું છું શ્યામાકાંત ! છતાં એને જોઉં છું એટલે ખબર નહિ શું થાય છે કે મ્હારૂં પુરૂષપણું પણ ગુમાવી દઉં છું. સાચું કહું તો હવે તો મ્હારી નબળાઇ ઉપર પણ મ્હને ક્રોધ ચડે છે.

શ્યામાકાન્ત—એવો નકામો ક્રોધ કરવાથી કંઇ વળવાનું નથી. પતિનો હુકમ જો પત્નિ ન માને, સ્વામિની આજ્ઞાનાને આધિન જો સ્ત્રી ન થાય તો તમારા સ્વામી થવામાં પણ ધુળ પડી.

નારી હૃદયને જીતવાના માર્ગ છે વિધ વિધ નવા<br>
આભુષણાદિ વસ્ત્ર લઇને આપજો અવનવાં<br>
અત્તર ગુલાબોથી અગર જો સુંદરી શણગારશો<br>
તો તુર્ત એ તાબે થશે નહિ લેશ શંકા ધારશો.

અનિલ— એ સર્વ યુક્તિ વ્યર્થ ગઇ, જે ખાસ અજમાવી બધી
વિનવી ઘણો થાકયો છતાં તાબે થઇના એ કદિ
છેવટ બન્યો હું ક્રુર બળથી કાબુમાં લેવા સહી
પણ ખુમની બીકે ફ્જેતી એટલી બાકી રહી
બોલ એવી અબલાને શી રીતે વશ કરવી કહે
જે નજીક જાતાં શોર કરવાનું કહી છેટી રહે

શ્યામાકાંત—એમ ? વાત એટલે સુધી વધી ગઇ છે ? ત્યારે તો હવે તેને છોડી જ દ્યો. એવી રજની એકને બદલે એકસો કહેશો તો સો પણ મળી રહેશે. અરે એતો શું પરંતુ એનાથીએ ખૂબસુરત સ્ત્રીઓ દુનિયામાં પડી છે. ચાલો, મ્હારી સાથે ચાલો, હું તમોને એક એવી આરસની પુતળી બતાવું કે તેને જોઇને જ તમો થંભી જાવ.

અનિલ—પરંતુ દોસ્ત, એ તો પગાઇ હશે ના ? આ પરણ્યો છું તેનું શું ?

શ્યામાકાન્ત—ભલે ઘરમાં પડી પડી રોટલા કુટે. આપણે તેને અમુક વખત સુધી નહિ બોલાવીએ એટલે પોતાની મેળે ઠેકાણે આવી જશે.

અનિલ—એ વાત ત્હારી ખરી છે. મૂઇએ ખસતી તો આવે હસતી. લે ચાલ હવે સાંજ પડવા આવી છે.

( રમા પ્રવેશ કરે છે. )

રમા—મોટાભાઇ.........( શ્યામાકાંતને જોતાં જ રમા શરમાઇને ઘુંઘટમાં મ્હોં છુપાવી ન્હાસી જાય છે. શ્યામાકાંત પણ રમાને જોઇને ચમકે છે. )

અનિલ—હવે ચ્હા પીધા પછી જ જઇએ તો ? કારણ કે રમા ચ્હાયનું કહેવા જ આવી હોય એમ લાગે છે.

શ્યામાકાંત -ભલે તો મગાવો. (શ્યામાકાંતનું ધ્યાન રમા ગઇ તે તરફ છે.)

અનિલ—મંગાવે શું ? હવે તો મારે પોતાને જ લઇ આવવો પડશે. ત્હને જોઇને રમા શરમાણી, એટલે એ પણ ચ્હાય દેવા નહિ આવે. લે હું જ લઇ આવું છું.

( અનિલ અંદર જાય છે )

શ્યામાકાંત—( સ્વ. ) ફુલને વિકસતાં તો વાર જ લાગતી નથી. હજુ ગઇ કાલેજ રમેશની સંગાથે રમતી રમા જાણે કેક ન્હાની લાગતી હતી. ત્યારે આજે તો એ પણ યૌવનના પ્રભાવે કરીને સુંદરી સમી સુહાય છે. ખરેખર બેટા, તું બાપ કરતાં પણ ભાગ્યશાળી હોય એમ જણાય છે.

( અનિલ ચ્હા લઇ આવે છે. )

અનિલ—હે દોસ્ત હાં પણ શ્યામાકાંત, તું આ ઘુમટો એટલે કે લાજના રિવાજને સારો ગણે છે કે ખરાબ ?

શ્યામાકાન્ત—( સ્વગત ) અરે મ્હારૂં ચાલે તો એ રિવાજ કાઢનારને અત્યારે જ ગોળીએ દઉં કે જેને લીધે એક મધુ- મૂખચંદ્ર જોયો અણજોયો અદ્દશ્ય થયો. ( પ્રકટ ) અલબત એ રીવાજમાં મર્યાદા સચવાય છે ખરી, એટલે હું તો જરૂર તેને વખાણીશ.

અનિલ—બસ ! હું પણ ત્હાગ જ મતને મળતો થાઉં છું. શ્યામાકાંત, રજની જ્યારે પરણીને આવી ત્યારે એ કુલ્ટાએ મ્હારી તો લાજ પણ નહિ કાઢેલી.

શ્યામાકાંત—એ બધી તેના પિતાની કેળવણીને પ્રતાપ. હવે તો તમારે તેના ઉપર પુરો અંકુશ રાખવો પડશે. શાસ્ત્રમાં પણ કહયુ છે કેઃ—

ઢોલ ગમાર પશુ અરૂ નારી
વો સબ તાડન કે અધિકારી

એ તો વખત આવ્યે પંજરી પણ ચખાડવી. હવે ચાલો, અત્યારે તો જરા બ્હાર જઇ આવીએ આજે તો તમોને કુદરતની એવી કારીગરી બતાવું કે તમો પણ ઘડી ભર સ્તબ્ધ થઇ જાવ.

( બને જણ જવાનું કરે છે )

શ્યામાકાંત—( પાછળ રહી જઇ, જતાં જતાં ) રમા, રમા ! તું હવે રમેશને યોગ્ય નહિ પરંતુ મ્હારે જ યોગ્ય છે. ( જાય છે. )

## પ્રવેશ ૭ મો. મેનાની ચાલાકી

સ્થળઃ—જગમોહનદાસ જે. પી. નું મકાન.

પાત્રોઃ—જગમોહનદાસ, મેના અને પાછળથી પોપટ, કવિ વિદ્યાધર તથા વિલાસીની.

—ગા ય ન—

મેના— હવે જાશો દુર થાશો અમથી
ગેલ ન ગમતી. મન મોહનજી હાર્યા તમથી જાવ.

જગમોહન— શીદ તમે શરમાવ
સલુણી સ્નેહ સુધારસ પાવ.—હવે.
નખરાં ત્હારાં મનહરનારાં
નયન મહિં શાં જાદુ ન્યારાં
દિ લ ઝ ખ મા ય.

મેના— મુકો મ્હારી બાંય
ક ર મ ર ડા ય
અ ર ર ર હા ય ! —હવે૦

જગમોહન— સલુણી શીદ છણકા નાંખતી આઘી ખસે છે તું?
સતાવી સ્નેહ વ્યાધીથી અરેરે કાં હસે છે તું?
જીગરના પ્યારની કિંમત ઝવેરી થઇ કસે છે તું?
પડેલા ઘા ઉપર શાને અરે નિમક ઘસે છે તું?

મેના— તમારા પ્યારની કિંમત પૂરી મેં પારખી આજે
બનાવટ નહિ કરો જુઠી તમોને તે નહિ છાજે
અરેરે હું બની ભોળી તમારી જાળમાં આવી
કરી સોદાગરી આપે મ્હને તો પુર્ણ સપડાવી.

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે? અરે પણ છે શું? કોઇ દિવસ નહિ અને આજે આટલી બધી નારાજ કાં થાય છે?

મેના—હાય હાય, મ્હારા ધણીને મૂકીને તમારી થઇ ત્હોય નશીબમાં તો એની એ રસોઇના ડામજ રહયા. હું રાંધું, સીંધું, ઘરનું કામકાજ કરૂં અને બેઠી બેઠી હુકમ ચલાવે તમારી દીકરી! એ હવે મ્હને નહિ પોસાય!

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે? શું વિલાસીની ત્હારા ઉપર હુકુમ ચલાવે છે? સબુર કર હું બોલાવીને સાફ સાફ કહી દઉં કે આજથી ત્હારા ઉપર કોઇનો પણ હુકુમ નહિ ચાલે. ઉલટું તું પોતેજ બધાને હુકુમ કરીને બધા પાસેથી બરાબર કામ લેતી રહે.

મેના—બસ! તમોએ કહી દીધું કે મ્હારો હુકુમ સર્વેએ કબુલ રાખવો, એટલે શું તમારી વિલાસીની એમ માની જવાની હતી? ના. ના, આજ કાલ તો એણે આખા ગામમાં મ્હારા નામનો ધજાગરો બાંધ્યો છે.

કહે છે સર્વને કે આપ કેરો પ્યાર મુજ પર છે.
રસોઇનું નામ છે ખાલી પરંતુ ભેદ અંદર છે.
ધણી છે જીવતો ત્હોયે નહિ તેનો જરા ડર છે.
અરેરે હું બની હલકી! હવે તો મોત બહેતર છે!

માટે શેઠ, ગામમાં મ્હારી વાતો થાય તે કરતાં તો મ્હને રજા જ આપી દ્યોને. આપને વળી બીજી ધણી રસોઇઅણ મળી રહશે.

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે? એમ શું હું ગામની વાતોથી ડરી જવાનો હતો. અરે જો એમ ડરી જાઉં તો પછી રાવ બહાદૂર શી રીતે થાઉં?

ગપાટા ગામ લોકોને ગમે છે પરાયા કરવા
પરંતુ એ ગપાટાની નહિ તું રાખતી પરવા
ચતુરા ચતુરી જેવી ચલાવી ચિન્ત આ હરવા
નિભાવી રાખજે પ્રીતિ જીગર મારૂં ખુશી કરવા

તું જો કહેતી હોય તો ત્હારા ધણીને પણ આપણી સાથે રાખું. પરંતુ નોકરી મૂકીને ચાલ્યા જવાની વાત તો નજ કરતી.

જવાનું નામ લેતાં તો જીગરમાં ઝાળ થાયે છે.
નજરથી દુર થાતાં કાળજું મ્હારૂં કપાયે છે.
અદા ત્હારી નિહાળીને બુઢાપો દુર જાય છે.
સદા ચડતી જુવાની તું જ થકી મૂજને જણાયે છે.

મેના– શેઠ મ્હારા, એ પીટયા પોપટને સાથે રાખવાની વાત તો કરશોજ મા.

અહિં એ હોય તે કરતાં રહે છે દુર એ સારૂં
કે જેથી આપણી પ્રીતિ રહે ઢંકાઇ એ સારૂં
પરંતુ આપની પુત્રી થકી ડરતી ફરૂં છું હું
રખેને જુએ સાથે એજ બીકે થરથરૂં છું હું

જગમોહન—જુએ તો ભલે જુએ. કયાં આપણને થોડી એની બીક છે? એ તો એમ કે જ્યાં સુધી વાત છાની રહે ત્યાં સુધી ઠીક છે. ને એમ છતાં કોઇને ખબર પડશે તો પોપટને પડતો મૂકી મ્હારી સાથે પૂનર્લગ્ન કરી લેજે. એ પણ એક આજકાલનો સુધારો છે.

મેના—મ્હારી પણ એજ ઇચ્છા છે કે આવાં છાનગપતીયાં રમવાં, તે કરતાં પૂનર્લગ્ન કરી લેવાં એજ સારાં ગણાય.

જગમોહન—ધીરજના ફળ મીઠાં. સમજી?

મેના—પરંતુ તમો પુરૂષોનો ભરૂસો શો? આજ કહો છો કે આપણે પૂનર્લગ્ન કરશું અને કાલે પાછા ફરી જાવ. એટલે હું રખડી જ પડું ના?

જગમોહન—ત્યારે એમજ કહેના કે મ્હારા ઉપર ત્હને વિશ્વાસ નથી આવતો? લ્યો. કહેવું છે કઇ હવે? આને શી રીતે ખાત્રી આપવી કે જેથી મ્હારો વિશ્વાસ આવે?

મેના—જો આપને ખાત્રી આપવી જ હોય તો તીજોરીની ચાવી લાવો જોઉં.

તુરતમાં ખબર પડશે કે તમારો પ્યાર કેવો છે?
તમારી ભાવિ પત્નિમાં હવે વિશ્વાસ કેવો છે?

જગમોહનદાસ—બસ કે? એટલી જ વાત છે ના! લે આ ચાવી. બોલ કહેવું છે કંઈ હવે?

ત્હારા થકી ઓ તારૂણી આ તિજોરી વ્હાલી નથી.
પ્રેમ કરવામાં મ ર દ આ ક ડ ક બંગાલી નથી.
મીલ્કત બધી ત્હારી થશે. મ્હારા મરણ પાછળ પ્રિયા
પણ એટલું કરજે વફાદારી નહિ તજતી ત્રિયા !

મેના—અરે કંઇ તમારાથી તો બેવફા નહિ થાઉં, મ્હારા ખાનગી ભરથાર ?

જગમોહન—બસ હું પણ એજ ઇચ્છું છું મ્હારી મેના દિલદાર. ચાલો હવે રાત ઘણી જ વીની જવા આવી છે માટે થોડો આરામ લઈએ.

( જગમોહન મેનાના ગળામાં હાથ નાંખીને જાય છે. પાછળથી પોપટ પ્રવેશ કરે છે.

પોપટ— બૈરી મળી એવી કે જેના હુકુમથી તસ્કર બન્યો.
પારકા ઘરમાં ઘુસીને ધાડ પાડુ હું બન્યો.
શેઠ પોઢયા પલંગે સામે સુતા દેખાય છે.
પણ કયાં ગઇ મેના ? હવે તો જીવ આ ગભરાય છે.

રાંડ બઈરીની જાતનો વિશ્વાસ કરવો એ પણ ધાસ્તી ભરેલું કામ છે, એ આવી. ( મેના પ્રવેશ કરે છે. ) ઓહો આતો નોટોના બંડલના બંડલ ઉપાડતી લાવી !

મેના—લે, બધાં સુઇ ગયાં છે. ચુપચુપ લઇને ન્હાસી જા. કોઇને ખબર ન પડે એમ પસાર થઈ જા.

પોપટ—મેના મેના, આપણું તો દાળદરજ ભૂકકા થઇ જવાનું, પણ કોઇ પકડી તો નહિ પાડેને ?

મેના—માટે જ કહું છું કે જલદી ઘર ભેગો થઇ જા.

પોપટ—અને તું ?

મેના—મ્હારાથી હાલ તુરત તો ન જ અવાય કારણ કે અત્યારે જ અહિંથી ન્હાસી જાઉં તો શેઠ મ્હારા જ ઉપર વહેમ ખાય.

પોપટ—ભગવાન, આવી ઉત્પાદ બઈરી તો ભવેભવ મળજો, કે કોઈ દિવસ કમાવાની તકલીફ જ ન પડે. ઠીક ત્યારે મેના જાઉં છું.

( પોપટ પસાર થાય છે )

મેના—હવે ચાલ, તિજોરી બંધ કરીને ચાવી ઓશીકે રાખી સુઇ જાઉં.

( મેના તિજોરી પાસે જાય છે )

કવિ વિદ્યાધર—આ શું ? મેનાબાઇ તિજોરીમાંથી કંઇ ધાપ તો નથી મારતાં કે ? લાવ પુરાવો હોય તો કોઇક દિવસ કામ આવશે. માટે નાઇટ કેમેરાને પ્રથમ તો અહિં જ અજમાવી લઉં ! ( કેમેરાથી મેના તિજોરીમાં ચાવી ફેરવતી હોય એ સ્થિતિમાં ફોટો પાડી કવિ વિદ્યાધર છુપાઈ જાય છે. )

મેના—બેડો પાર. ભલે પછી સવારે શેઠ ચૌદ હાથનું ઓઢે ચોફાળ.

( મેના જાય છે )

કવિ વિદ્યાધર—જરૂર, મેનાએ તિજોરી ઉપર હાથ માર્યો છે. ઘરડે ઘડપણ ઇશ્કમાં આંધળા થાય તે બધા બેવકુફ આમ જ લુંટાય. ચાલો સવારે ભલે તાલ જામે. હવે તો જયારે, બુઢ્ઢા પાસેથી વિલાસીનીને પરણાવવાનું વચન લેવાશે ત્યાર પછી જ આ ફોટો શેઠને હવાલે થાશે. નહિ તો પઈમાને બદલે શેઠ હવા ખાશે, અને મેનાને દબાવીને તેની પાસેથી અરધોઅરધ હિસ્સો વસુલ થાશે. આપણે તો આજે બંને હાથમાં લાડવા છે.

( કવિ વિદ્યાધર જાય છે )

## પ્રવેશ ૮ મો. મોહિની કોણ ?

સ્થળ—મોહિનીનું મકાન.

પાત્રો—મોહિની, શ્યામાકાંત, અનિલ. પાછળથી લલિતા અને મોહન.

મોહની— કર્યો અહેસાન મુજ પર આપ સાહેબો અહિં આવ્યા.
અહા શી ખુશ નશીબી કે મહરબાં કદમ ફરમાવ્યા.

શ્યામાકાંત—જો અનિલ, આ અવની ઉપરનું ઇંદ્રભુવન મુલાલયમ ગુલાબોનું નંદનવન. અને મધૂરાં બુલબુલોથી કલ્લોલ કરતું આનંદભૂવન.

ગુલ બદનના ગાલ નીરખી ગુલાબો શરમાય છે
કંઠના માધુર્ય આગળ કોયલો લજવાય છે
સૌંદર્યના ઉદ્યાનમાં આ પુષ્પ રોનકદાર છે
લાખમાંથી એક સાચું રત્ન પાણીદાર છે.

અનિલ—શ્યામાકાંત, " મૈત્રીમાં સંકોચને સ્થાન ન હોય " એ સુત્ર આજે હું ત્હારી પાસેથી શીખ્યો છું ત્હારી સાથે ફક્ત વેવાઇનો જ જો સંબંધ રાખ્યો હોત, તો આ સ્થાનમાં આપણે પગ પણ મૂકી શકત નહિ.

સત્ય છે કે મિત્રતાથી મોકળાં મન થાય છે
મર્યાદ જુદી ત્યાગતાં સરખાપણું દેખાય છે
ખાનગી જીવન રહસ્યો મિત્ર જાણે એકલો
જેથી કરીને લોકમાં પણ આબરૂ સચવાય છે.

શ્યામાકાંત—અરે ! આબરૂ અને ઇજ્જતનો ફાંકો રાખનારા સદગ્રહસ્થો, પણ કયાં અહિંયાં નથી આવતા ?

ખાનદાનીના ખજાના કંઇક અહિંયાં આથડે
ઉપદેશકો પણ આ સ્થળે ફરતા ઘણાં નજરે પડે
દેશ ભકતો લીડરો, વારાંગનાના દર્શને
આવે વળી સત્યાગ્રહી જે દંભ નીતિનો કરે
છે દંભની દુનિયા જગતનો દંભથી વ્યવહાર છે
ન્યાય નીતિ પૂન્ય એ સહુ દભના હથીઆર છે

મોહીની—શેઠ સાહેબ, આપનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. જગત ઉપર દંભ જેવી ચીજ ન હોત તો કિરતારને દુનિયા ચલાવવી પણ ભારે થઇ પડત. પરંતુ એ ફિલોસોફીને અત્યારે જવા દયો. અને દાસીને ફરમાવો કે આપને માટે શું લાવું ?

શ્યામાકાંત—શું લાવું ?

લાવ બસ પ્યાલી શરાબે અર્કવાનીથી ભરી
દર્દની મીઠી ગઝલ કંઈ નાઝથી ગા સુંદરી

અનિલ—શ્યામાકાંત, વારાંગનાનો મુજરો કદાચ સંગીત અને કળાની દ્રષ્ટિએ સાંભળવામાં મ્હને વાંધો નથી પરંતુ શરાબ ! એ શયતાનીયતથી ભરેલી બલાને તો હું હાથ પણ નહિ લગાડું.

માનવ જગતનો ધર્મ બોળે છે શરાબ આ
ન કરવાનાં જે કામ તે કરાવે શરાબ આ
શ્રીમંત ઈજ્જતદાર આનો કેફ જો કરશે
ગંદી ગટરમાં ફેંકશે તેને શરાબ આ.

મોહિની—શ્રીમાન, એ જીવન સંજીવની બુટ્ટીને જ્યાં સુધી આપે ચાખી નથી ત્યાં સુધીજ આપ તેની નિંદા કરશો. પરંતુ દિલબરના હાથનો એક જામ આપના ઉદરમાં ગયો કે તુરત જ આપ તેની તારિફ કરશો.

શ્યામાકાન્ત—હા અનિલ, મોહિની સાચું કહે છે.

ચાખ્યો નથી બસ ત્યાં સુધી તું દારૂને ધિક્કારશે
ચાખ્યા પછી તું પીપ આખું પેટમાં પધરાવશે

અનિલ—ખેર હું ત્હારી સાથે વાદ વિવાદમાં ઉતરવા નથી માગતો. પરંતુ એ ચીજનો કૃપા કરીને મ્હને આગ્રહ નહિ કરતો.

શ્યામાકાંત—ભલે, ત્હારૂં દિલ દુખાય તો મ્હારો પણ એટલો બધો આગ્રહ નથી. છતાં શરબત લેવામાં તો વાંધો નથી ના ?

અનિલ—હા, શરબત લઇશ.

શ્યામાકાન્તઃ—

ભલે તો શરબતે અંગુરથી દિલ તાજગી પામે
અને એ દિલરૂબા ગા ચીજ એવી કે મજા જામે.

ગા ય ન

મોહિનીઃ—

દોરે શરાબ નાજની ચલતા રહા અલગ અલગ
પ્યાલે શરાબ શરબતે મિલતા રહા અલગ અલગ
—દોરે૦
જો હય મરીઝ ઇશ્કકા ઉસકી દવા અગલ અલગ
દિલમેં તુફાન હુસ્નકા ઉસકી હવા અલગ અલગ
—દોરે૦
ઝુલ્ફોસેં બાત કર ચૂકા દિલકા સુનાઓ હાલ કયાં ?
ઉસને કહા મય કયાં કહું ? રખતે હય વો અલગ અલગ૦

( શરબતમાં મેળવેલા શરાબથી અનિલ ચકચુર બને છે. )

અનિલ—વ.....વ... ....વા...હ...ભ.......ઈ.......ક. ....ક...માલ ! દ.....દો.....ઓ.....રે.....શ.....શ......રા....અ.......બ...શ્યામાકાંત, આ દીલબરે તો કમાલ કરી. લ...લા.....વ...પ્યા...રી...શરબત લા...વ.

મોહિની—લ્યો શ્રીમાન.

પીયો પ્યાલી ઉપર પ્યાલી, અનેરો રંગ બતલાવે.

અનિલ—ભૂલાવ્યું ભાન એ માશુક મ્હારી બાજુમાં આવે

શ્યામાકાંત—મોહિની હવે સાવધ થા. ચીડીયાં આબાદ જાળમાં ફસાઇ ગઇ છે. શરબતમાં મેળવેલા શરાબની અસર પૂરેપૂરી થઇ ગઇ છે.

મોહિની—( સ્વગત ) મિત્ર દ્રોહી નર રાક્ષસ, ત્હારા પાપની પણ હવે અવધી આવી રહી છે. ( પ્રકટ ) જનાબ આપ બેફિકર રહો હમણાં જ એના ખીસાં સાફ થઇ જશે. ( અનિલને ) વ્હાલા ચાલો. સામેના જ રૂમમાં આપને માટે અયશ–આરામની ગોઠવણ થઇ છે.

અનિલ—( જતાં જતાં ) દ...દો...રે...શ...રા...બ...ન...ન...ના...જ ...નીં ( ગાતો ગાતો મોહિની સાથે જાય છે )

શ્યામાકાન્ત—અનિલ એકદમ નશામાં ચકચુર છે, જે માણસ જીંદગીમાં શરાબને હાથ પણ ન લગાડે તે આજે કેફથી ભરપુર છે, આજ સ્થિતિમાં તેને અહિંયા છોડી, મ્હારે હવે જલ્દી તેને ઘેર પહોંચવું પડશે, કારણ કેઃ—

રંભા સમી રમણી રમા મુજ આંખમાં ખૂંચી રહી
ખીલેલા ફુલની મજા બસ માણવી બાકી રહી.

અરે પણ આજે મ્હારૂં હૃદય રમાને માટે આટલું તલપાપડ કેમ થાય છે? શું રમાથી રજની ઓછી સ્વરૂપવાન ગણાય છે?

ગુલાબો છે બે અને બંને પુરાં વિકસેલ છે
એક છે તાજું ખીલેલું અન્ય અર્ધ ખીલેલ છે
આજ એ બન્ને ગુલાબોની મજા માણીશ હું
જાગ એવી છે કે બન્ને છટકવાં મુશ્કેલ છે.

માટે ચાલ જલ્દી જાઉં. અનિલની ગેરહાજરીમાં રજની, અગર તો રમા એ બેમાંથી એકાદનો ભોક્તા થાઉં.

લલિતા—સબુર! શ્યામાકાન્ત. ક્યાં જાય છે? અરે ઓ નર રાક્ષસ! ત્હારી પોતાની પુત્રી સમી પુત્રવધુ ઉપરજ કુદ્રષ્ટિ કરવા તઇયાર થાય છે?

શ્યામાકાન્ત—કોણ લલિતા? તું વળી પછી મરવા માટે અહિં આવી?

લલિતા—હા, શ્યામાકાન્ત. જીંદગીનો હિસાબ ચોકખો કરી લેવા માટેજ મોહિનીએ મ્હને અહિંયા બોલાવી છે.

શ્યામાકાન્ત—એટલે? શું એ વેશ્યા પણ મ્હારી સાથે દગો રમે છે?

(મોહિની એકલી પ્રવેશ કરે છે.)

મોહિની—અરે ઓ નીચ કાયસ્થાની, ત્હારા પાપનો હિસાબ લેવા ત્હારા દુશ્મનો ત્હારી પાછળ કાળ થઇને ભમે છે.

(મોહન પ્રવેશ કરે છે.)

મોહન—અને ત્હારો જાન લેવા માટે આ મોહન પણ હવે મોતનો છેલ્લો દાવ રમે છે!

શ્યામાકાન્ત—સમજ્યો! તમો સર્વેએ મળીને મ્હને ફસાવવાની જાળ ગોઠવી છે! પરંતુ આ શ્યામાકાન્ત એમ ત્હમોથી ડરવાનો નથી. મ્હારી સાથે દગો રમનારી નીચ રંડા, લે આ ત્હારી બેઇમાનીનો બદલો.

(મોહિની ઉપર પીસ્તોલ છોડે છે મોહિની ઘવાય છે. શ્યામાકાન્ત ન્હાસી જાય છે)

મોહિની—હાય! ઓહ! પાછળ પડો. એ શયતાન છટકી ગયો!

(શ્યામાકાન્તની પાછળ મોહન પણ જાય છે.)

લલિતા—બાઇ, ઝખમ જીવલેણ તો નથી થયો? અરે આ શું? આ હાથ ઉપર લાખું છે? કોણ? મ્હારી પુત્રી? હાય! બેટા, શું ત્હારી આ દશા?.

મોહિની—ઓ મા! મ્હને જવા દે! મ્હારો જીવ ઉંડો ઉતરતો જાય છે!

(લલિતા મોહનીને ટેકો આપી અંદર લઇ જાય છે.)

લલિતા—પાપના કીચડમાં ખુંચી ગએલા શ્યામાકાન્ત! તું આજે ત્હારી પુત્રીનુંજ ખુન કરવા તઇયાર થયો!! (બંને જાય છે.)

## પ્રવેશ ૯ મો. જેમાં શ્યામાકાંત બચી જાય છે.

સ્થળ—જેલખાનું. ( ત્યાર બાદ અનિલનું મકાન. )

પાત્રો—અરવિન્દ, ( અને તેની સ્વપ્ન સૃષ્ટીમાં દેખાતાં રજની તથા શ્યામાકાંત. ), પાછળથી મોહન, તથા અનિલ.

[ ગયા પ્રવેશમાં મોહીની શ્યામાકાંતની પીસ્તોલથી ઘવાય છે. તેને લલિતા લઇ ગયા બાદ મોહિનીના મકાનવાળો પડદો ઉંચકાય છે અને સાથે જ ત્યાં પડેલું ફરનીચર ( સોફા વિગેરે ) પણ સામસામેની સાઇડમાં ખેંચી લેવાય છે.

પડદો ઉપડતાં જ કેદખાનાનો દેખાવ નજરે પડે છે, જેમાં અરવિન્દ લમણે હાથ દઈ નશીબ ઉપર વિચાર કરતો ગાતો જણાય છે. ]

ગા ય ન

અરવિન્દઃ— ગતિ છે કર્મની ન્યારી
જતો જ્યાં માનવી હારી—ગતિ૦
હતો શ્રીમંત જે આજે
બને છે કાલ ભિખારી—ગતિ૦

–( સાખી )–

જે સત્ય પથ પળનાર તે જન જગતમાં દુખિયો અરે !
જાતાં બચાવા મિત્રને તે હાય અહિં દોષિત ઠરે !
પરમાર્થનો બદલો, સજા શું જેલ કેરી સાંપડે ?
કરતાં ભલાઇ ભાઈથી, ભગવાન ! બીતિ કાં નડે ?
વિના અપલક્ષણે એકકે
ગણાયો ચોર વ્યભીચારી—ગતિ૦
ન દીધું પાપમાં પગલું
છતાં આવી દશા મ્હારી—ગતિ૦

કર્મને આધીન માનવ, જગતમાં સુખ દુઃખ સહે
ચાહે કરે પરમાર્થ ચાહે સ્વાર્થમાં હરદમ રહે.
લેખ જે વિધીએ લખ્યા (તે) ભૂંસ્યા નહિ ભૂંસાય છે
આજે નહિ તો કાલ અંતે સત્યનો જય થાય છે.

કોણ જાણતું હતું કે અનિલ બેંકના જ પૈસા લઇને મારી સાથે રજનીને મળવા આવશે ? કોને ખબર હતી કે તીજોરીમાં રાખેલા એ નાણાં ગુમ થશે ? અને છતાં એજ અજબ વાત છે કે પરાયે ઘેર, પરાઇ તીજોરીમાં મૂકેલી અનામત એકાએક ચોરાઇ ગઇ ! અનિલ બિચારો ગભરાયો, એને બચાવા

લેવા માટે મ્હારાજ પિતાની મીલકતમાંથી મેં તેટલાજ પઇસા ચોરવાનું સાહસ કર્યું. છતાં પાપ છાનું ન જ રહ્યું મારા એ સિધ્ધાંતવાદી પિતાએ મ્હને ચોર ઠરાવ્યો. અનિલ બિચારો ગભરાટમાં ચુપજ રહ્યો. અને એના જ ખાતર હું અત્યારે આ સ્થિતિ ભોગવી રહ્યો છું. છતાં આ જેલની દિવાલ અને આ લોહ શૃંખલાથી મ્હને જરાયે શોક નથી. મને ફિકર છે માત્ર રજનીની ' એ બિચારી મ્હારા વિયોગે તરફડી રહી હશે. સંજોગવશાત, સર્વએ મ્હને દોષિત ગણ્યો હશે. છતાં મારી પ્રિયતમાની નજરમાં તો મારા વિશે શંકા પણ નહિ હશે. શંકા કેમ હોય ? આત્મા આત્માને ઓળખે છે ને ! હૃદય હૃદયને પીછાણે છે ને ? ત્યાં હું દોષિત હોઉં એમ રજની માને જ શી રીતે ? રજની ! વ્હાલી ! આ બે વરસની સજામાંથી છુટીશ ત્યારે જ દિલ ખોલીને વાત કરીશ; ત્યારે જ તને તેમજ ત્હારા પિતાશ્રીને ખાત્રી કરી આપીશ કે, હું પાપી નથી. પ્રિયા ! ત્યાંસુધી તું મ્હારી રાહ જોજે. મીઠી ! ત્યાંસુધી ત્હારા દર્શનના મધુર સ્વપ્નોથી આ જેલના દુઃખી દિવસોને સુખમય કરજે. અંધારી ઓરડીની બહાર જગત ઉપર રાત્રિ પડી ચુકી હોય એમ જણાય છે. ચાલ હવે સુઇ જાઉં મ્હારી પણ આંખો ઘેરાય છે.

( અરવિન્દ ફાટેલી કામળીને સરખી કરી જમીન ઉપર સુઇ જાય છે. અરધી કામળી પાથરી છે અને અરધી ઓઢી છે. થોડીજ મીનીટમાં અરવિન્દ નિદ્રા-વશ થઇ સ્વપ્ન સૃષ્ટિમાં જઇ ચડે છે, કેદખાનાની દિવાલનો પડદો ફાટે છે. તેની પાછળ ઝીણી સફેદ જાળીવાળો પડદો આવેલો છે, જેમાંથી પાછળનું આખું દ્રશ્ય પ્રેક્ષકો જોઇ શકે છે. પાછળના દ્રશ્યમાં રજની બ્હાવરી જેવી ગભરાતી પ્રવેશ કરે છે. )

રજની—દુર થા નરાધમ ! દુનિયાએ મ્હને જેની સાથે પરણાવી છે, તેને પણ જો તાબે ન થઇ તો તું કંઇ વિસાતમાં ?

શ્યામાકંત—હું કંઇ વિસાતમાં ? રજની, આ શ્યામાકાંતે અનેક સાધ્વીઓના ગર્વન ગાળી નાંખ્યા છે. એ તો અનિલ બાયલો, કે ત્હારી એવી ધમકીથી ડરી ગયો. પરંતુ આ શ્યામાકાંત આવેલી તક કદાપિ પણ નહિ જ ગુમાવે.

રજની—એટલે શું અનિલ કુમાર અત્યારે અહિંયા નહિ આવે? રમા પણ રમેશને મળવા ગઇ. અને હું એકલી જ ઘરમાં રહી. તેનો તું લાભ લેવા માગે છે ?

શ્યામાકાંત—હા. અનિલ શરાબ અને સુંદરીમાં મશગુલ થઇ મોહિની વેશ્યાને ત્યાં મોજ કરતો હશે, રમેશ રમાને બગલમાં ફેરવતો હશે. બાકી રહ્યા આપણે બે. સુંદરી શા માટે આપણે પણ એનો જ આનંદ ન લૂંટીએ ?

રજની—આગ લાગો, ત્હારા એ આનંદમાં! અરે ઓ નરાધમ શયતાન !

વિષય વિષ્ટા ચાટનારા કુતરા તું દુર થા
એવફા શયતાન તું છે મિત્રદ્રોહી દુર થા.
અબળા નથી નાદાન આ, છે નાગિણી વિષથી ભરી
છંછેડતાં તુજ નાશ છે. માટે કહું છું દુર થા.

શ્યામાકાંત—રજની, રજની! તું નાગિણી નહી પરંતુ પ્રેમાંમૃત પાનારી યક્ષિણી છે.

તું નથી વિષથી ભરી કિંતુ સુધામય સુંદરી
તુજ અધરમાં અમૃત ભર્યું વળી દેહ પણ અમૃત ભરી
સર્વાંગ સુંદરતા સુધા રસથી રહી છે નીતરી
ગાલ લાલ ગુલાબ સમ, શી બાલની શોભા ધરી!

અરવિન્દ-( સ્વપ્નમાં ) ઓ દુષ્ટ! ત્હારો દી' કેમ ઉઠયો છે? પર સ્ત્રી પર કુદ્રિષ્ટ કરનાર નર રાક્ષસ, ખ્યાલ તો કરકે ત્હારો ઇશ પણ આજે ત્હારા ઉપર રૂઠયો છે?

રજની— અમૃતભર્યા આ અધર પર અધિકાર છે અરવિન્દનો
જે દેહને સુંદર કહે તે દેહ છે અરવિન્દનો
લગ્નથી કે જોરથી નહિ અવરની થાનાર છું
આ દેહ ને આત્મા ઉપર એક પ્યાર છે અરવિન્દનો

શ્યામાકાન્ત— અરવિન્દને ચ્હાનાર, તું નિજ નાથથી થઇ બેવફા
ભરથાર નિજ તરછોડતાં તું ધર્મથી થઈ બેવફા
લગ્ન જેનાથી કર્યું તેનીજ તું સામે થઈ
જ્યાં અનિલ અવગણના કરી કે પાપની ભોક્તા થઇ
જો એક કીધું પાપ તો શાને હવે અચકાય છે?
બસ આવ મુજને ભેટ પ્યારી પાપનો જય થાય છે

રજની— પાપનો કીડો સદા તું પાપમાં ડુબ્યો રહે
શ્રાપ છે મ્હારો સદા તું પાપમાં ડુબ્યો રહે
પરિતાપ વધતાં પાપનો, તુંજ બદનમાં કીડા પડે
દુર્ગંધ એવી છુટશે કે લાશ રસ્તામાં સડે.

શ્યામાકાન્ત— શ્રાપની ધમકી નથી ગણુતો જરાએ આજ હું
પાપની પરવા નથી શયતાનનો શીરતાજ છું
સમય આજે સાંપડયો મરતાં સુધી મુકું નહિ
તક હાથ આવેલી હવે કાલાન્તરે ચુકું નહિ
છટકી શકે નહિ સુંદરી તું કહે કયાં જનાર છે?
છે આખરી પાસો હવે આ પાર કે ઓ પાર છે

રજની—ઓ પ્રભુ ! આ શયતાન હાથ ધોઈને મ્હારી પાછળ પડયો છે. ઓ નાથ ! મ્હને બચાવો.

(એકદમ અંધારૂં અને પુર્વવત જેલનું દ્રસ્ય દેખાય છે)

અરવિન્દ—સબુર કર સ્યામાકાન્ત ! આ અરવિન્દ ત્હારો કાળ થઈને આવે છે.

(એકાએક જાગ્રત થાય છે. સ્વપ્નું અદ્રસ્ય થતાં જેલની દિવાલો હતી તેમની તેમ દેખાય છે)

લોહ કેરી શૃંખલા એક પલકમાં થા દુર તું,
વ્હાલી ધરી લે ધીર ! એ બદમાશની મગદુર શું ?
આ તુટી બેડી અને સળિયા તણા ટુકડા થયા;
બસ આ હવે આવ્યો સમજ, સંત્રી બધા ઉંઘી ગયા.

(અરવિન્દ જેલ તોડીને જેલરની પીસ્તોલ ઉઠાવી લઈ ન્હાસે છે; અને દ્રસ્ય પરિવર્તન થાય છે)

( જેલનો સીન ટ્રાન્ફર થઈને અનિલના મકાનનો સીન દેખાય છે. રજની ન્હાસતી ફરે છે. તેની પાછળ સ્યામાકાન્ત પકડવા ધસે છે. મકાનનું ફરનીચર અવ્યવસ્થિત ખુરશી, ફલાવર વાઝ વિગેરે ફેંકીને પોતાનો બચાવ કરતી રજની, ઘણા પ્રયત્નને અંતે થાકી સ્યામાકાન્તના હાથમાં સપડાય છે. ત્યાં મોહન દાખલ થાય છે.)

મોહન—ખબરદાર ! મિત્રની ગરદન ઉપર છુરી ફેરવનાર શયતાન, એ નિરાધાર અબળાને મુકીને આ મર્દની સામે આવ ! આજ સુધી તું ઘણા પ્રપંચો રમ્યો છે હવે એકાદ દાવ મ્હારી સામે પણ અજમાવ.

સ્યામાકાન્ત—કોણ મોહન. મ્હારા ટુકડા ખાનારો ભીખારી તે શું મ્હારી સામે આટલી કરે છે લવારી ?

તાકાત શી છે અજાની, કે સિંહને હાકલ કરે ?
મગતરાના ભાર શા કે સર્પ સામે આથડે ?
સુર્યની સામે થવા દીપક તણી હિંમત નથી
મેરૂથી ટકકર ઝીલવાની પહાડની હિંમત નથી.

મોહન— સિંહ કેરા સ્વાંગમાં તું શ્વાનનો અવતાર છે
પાપથી તુંજ દાંત તુટયા સર્પ તું લાચાર છે
સુર્ય કેરો ગ્રાસ, આજે રાહુથી થાનાર છે
મેરૂ ગીરીવર તોડવા મોહન હવે તઈયાર છે.

સ્યામાકાન્ત—મોહન વિચાર કર, કે તું એક વખતનો મ્હારો તાબેદાર છે. હું ત્હારો શેઠ, તેની સામે થવામાં માલ નથી.

મોહન—તું શેઠ હતો ત્યારે! અત્યારે તો શઠથી પણ નાલાયક છે. માટે ચુપ ચુપ ચાલ્યો જા ત્હારાથી દબાઈ જાય એટલો આ મોહન પણ હવે કંગાલ નથી.

શ્યામાકાંત—આ તું નથી બોલતો પરંતુ ત્હ'રો કાળ તને બોલાવે છે.

મોહન—અને ત્હારાં આ કાળા કામો પણ એજ બતાવે છે કે આ કાર્યો તું નથી કરતો પરંતુ તારૂં મોત ત્હારી બુધ્ધિને ભમાવે છે.

શ્યામાકાંત—મોહન! મોહન! મ્હારા કાર્યની વચ્ચે આવીશ તો જાનથી જઈશ.

મોહન—પરવા નહિ ! એક નિરાધાર અબળાને બચાવતાં જો મારૂં મોત થશે, તો પણ એક નારી હૃદયના આશીર્વાદથી પ્રભુના દરબારમાં પણ શાંતિ લઇશ.

શ્યામાકાંત—એમ ! તો જ્યારે મરવાની ઇચ્છા કરીને આવ્યો છે તો થઇ જા તઈયાર.

( બંને મારામારી કરવા તઇયાર થાય છે. ત્યાં અરવિન્દ પ્રવેશ કરે છે. )

અરવિન્દ—સબુર ! આ શી છે તકરાર ? રજની આ બધો શા માટે થાય છે શોરશાર ?

રજની—ઓ વ્હાલા તમે આવ્યા? બદમાશ શ્યામાકાંત મ્હારી લાજ લુંટવા આવ્યો છે. આ બિચારો મારી મદદે આવ્યો તો તેનું પણ ખૂન કરવા એ બદમાસે હાથ ઉઠાવ્યો છે.

અરવિન્દ—શ્યામાકાંત, ખાનદાનીના લિબાસમાં આટલી શયતાની ! ગ્રહસ્થાઇની ભીતરમાં આવી બેઇમાની ?

શ્યામાકાંત—હવે તો એકમાંથી બે થયા કેમ ? પરંતુ ફીકર નહિ. આવી જાવ બંનેને હંફાવવાની મ્હારામાં તાકાત છે.

અરવિન્દ—બેવકુફના સરદાર, જે માણસે જેલ તોડી હશે તે શું ત્હારા જેવા એક કૂતરાના ભસવાથી ડરવાનો હતો ? ચાલ નામર્દ હિચકારા ! ત્હારામાં કેટલી તાકાત છે તેજ આજે હુ જાણવા માંગું છું. જો ! આ દેવીને કાન પકડીને પગે લાગ. નહિ તો આ કાળમૂખી ત્હારી ખોપરીની આરપાર ઉતરી ગઇ એ નક્કી માનજે. ચલાવ ! જલદી ! બોલ: "માતા ! મને ક્ષમા કર."

શ્યામાકાંત—( ધરૂજતો થરથરતો પરાણે, દાંત કચ કચાવતો રજનીને પગે પડે છે. )

શ્યામાકાંત— માતા મ્હને ક્ષમા કર.

અરવિન્દ—કાન પકડ !

( શ્યામાકાંત કાન પકડે છે. )

અરવિન્દ—હં એમ. જો હવે જરા પણ હલ્યો કે ચલ્યો છે તો મુઓ સમજજે. (મોહનને,) ચાલ દોસ્ત, હવે તું પણ છુટટો છે. (રજનીને) રજની, બોલ હવે...

રજની—અરવિંદ, મ્હને અહિંથી લઈ જાવ. હું પછીથી બધી હકીકત જણાવીશ. ઓ ! વ્હાલા મારો જીવ અત્રે જોખમમાં છે.

મોહન—બ્હેન ગભરાશો નહિ. તમો બંને મારેત્યાં ચાલો. હું તમોને ઉની આંચ પણ નહિ આવવા દઉં.

અરવિન્દ—વારૂ તો ચાલો.

મોહન—તમારી પીસ્તોલ મને આપો.

( મોહન, રજની, અને અરવિન્દ જાય છે ત્યાં અનિલ દારૂના ઘેનમાં પ્રવેશ કરે છે.

અનિલ—દ...ઓ...ઓ...ે...શ...શ...શ...રા...રા...બ...ના...જ....નીં...ચ...લ ...તા...ે...હા...અ...લગ...અ...લ...ગ...( લથડીયાં ખાય છે. )

શ્યામાકાંત—અનિલ, રજની ન્હાસી જાય છે.

અનિલ—તો...જ...જ...જ...વા...દે.

શ્યામાકાંત—જવા તે કેમ દેવાય ? પીસ્તોલ કાઢ.

અનિલ—પી...સ્તોલ...?...પી...પી...પીવાઇ...ગઇ ?

શ્યામાકાંત—તદન ચટ! (શ્યામાકાંત અનિલના ખીસામાંથી પીસ્તોલ કાઢે તે પહેલાં તો–)

મોહન—લેતો જા !

( મેહને કરેલો ઘા શ્યામકાંતને બદલે અનિલને વાગે છે )

રજની—હાય ! અનિલનું ખુન !

મોહન—ચૂપ ! ન્હાસો નહિ તો પોલીસ પાછળ પડશે.

( અનિલ ઘાયલ થઇને પડે છે. અને શ્યામાકાંત તેને ઝીલી લેવા જાય છે ત્યાં મોહન, રજની અને અરવીંદ ન્હાસી જતા જણાય છે. )

મોહન—( જતો જતો ) શયતાન ! તું આજે મારા હાથમાંથી પણ છટકી જાય છે ! !

(મોહન, શ્યામાકાંત સામે મુઠી ઉગામતો અને શ્યામાકાંત હાથ ઘસતો દેખાય છે પડદો પડે છે.

બીજો અંક સમાપ્ત.

( ટેબ્લો. )

# અંક ત્રીજો

## પ્રવેશ ૧ લો

ખોદે તે પડે

સ્થાન—ભેદી વિપ્લવ મંડળનું મકાન.

પાત્રો—રજની, અરવીંદ અને મોહન.

ગાયન

રજની:—

જીવનને જાણનારાઓ જીવનનો રાહ બતલાવો
ભૂલી છું કે બની ગાફિલ મ્હને એ કોઈ સમજાવો
હૃદય આ એકને ચાહે, છતાં અધિકાર બીજાનો
વિના અધિકાર શી રીતે કરૂં હું પ્યારનો દાવો?
જગતની છે જુદી નીતિ, હૃદયની છે જુદી રીતિ,
જગતને હૃદયની વચ્ચે, ફરકના આંક સરખાવો.

અરવિંદ—કેમ રજની, શા વિચારમાં આટલી બધી ગુંચાઇ ગઇ છે ?

રજની—અરૂ, વ્હાલા, હું એજ વિચાર કરૂં છું કે કિસ્મતે આખરે મ્હને ક્યાં ફેંકી ? ત્હને હૃદયથી વરી ચુકેલી બાળા, જ્યારે બીજાની સાથે પરણી છે એમ ત્હેં સાંભળયું હશે ત્યારે તો મ્હારા ઉપર ત્હારા ક્રોધનો પાર પણ નહિ રહયો હોય, ખરૂં ના ?

અરવિંદ—અને જેને તેં હૃદય અર્પ્યું તે જ્યારે ચોર ઠરીને જેલમાં ગયો ત્યારે ત્હને પણ તેના ઉપર તિરસ્કારનો પાર રહયો નહિ હોય એ પણ ખરૂં ના ?

રજની—મ્હારા હૃદયને તો ખાત્રીજ હતી કે મ્હારો અરવિંદ કદાપિ પણ દોષિત ન જ હોય.

અરવિંદ—એવી જ રીતે મ્હારી પણ ખાત્રી હતી કે મ્હારી બનેલી રજની કાલાંતરે પણ અન્યની નહિ જ થાય.

રજની—ઓ વ્હાલા આટલો વિશ્વાસ !.........

( ભેટવા જાય છે તેને અટકાવતાં )

અરવિંદ—રજની, નજીક ન આવતી ! સંયમથી બાંધેલી આપણી વચ્ચે જે દિવાલો છે તેને તોડી ન નાંખતી ?

રજની—એટલે ?

અરવિંદ—જ્યાં સુધી, માતા પિતાની મેં આજ્ઞા નથી લીધી ત્યાં સુધી, હવે તને સ્પર્શ કરવાનો મ્હને અધિકાર નથી, રજની. ભલે તું હૃદયથી મ્હને જ ન્હાય છે. દેહથી પવિત્ર પણ રહી છે, છતાં અનિલ સાથે ત્હારા લગ્ન સંસ્કાર થએલા છે. એ સંસ્કાર જ્યાં સુધી ભુપાશે નહિ ત્યાં સુધી ત્હારે અને મારે કડક સંયમને આધિન રહેવું પડશે.

રજનીઃ—પરંતુ હવે એ કંઇ ભૂંસી તો થોડા શકાય તેમ છે, અરવિંદ ! મીઠા ! એવી સંસ્કારની ફીલોસોફીને ડહોળવી રહેવા દે. એવા પરાણે થએલા લગ્નના બંધનોને તો મેં કયારના ફગાવી દીધા છે.

અરવિન્દ—હા ! હૃદયથી તું માની લે છે કે તેં ફગાવી દીધા છે પરંતુ દુનિયાને આપણે તે બતાવી આપવું પડશે.

રજની—અને અનિલનો તિરસ્કાર કરી તે મ્હેં બતાવી પણ દીધું છે.

અરવિન્દ—હા, તેં ત્હારી ફરજ બજાવી હશે છતાં મ્હારે મારી ફરજ બજાવવી હજુ બાકી છે. ત્હારાં એક વખત અનિલ સાથે દેહ લગ્ન થએલાં છે, એટલે આત્માના આ પૂનર્લગ્ન કરવા માટે મ્હારે મારા પિતાશ્રીની રજા લેવી પડશે.

રજની—અને જો પિતાશ્રી રજા નહિ આપે તો ?

અરવિન્દ—તો પછી આપણે આપણા મનના માલેક છીએ. પરંતુ સંમત તો લેવી જ ઘટે.

રજની—ત્યાં સુધી, તું મ્હને ટળવળાવીશ એમ !

( નિશ્વાસ નાંખે છે )

અરવિન્દ—રજની શા માટે ઉદાસ થાય છે હું ખાતરી આપું છું કે પિતાશ્રી તો શું પરંતુ ખુદ અનિલ પણ આપણા દંપતિ જીવનને અભિનંદન આપશે.

રજની—તદન અશક્ય !

અરવિન્દ—અશક્ય નહિ, રજની મ્હારા આત્માનો એ અવાજ છે.

( મોહન પ્રવેશ કરે છે )

મોહન—અરવિન્દભાઇ, તમો અહિંથી નાસી જાવ. પોલીસ તમારી શોધમાં છે. કોઇકે તેમને આ ભોંયરાનો પત્તો આપી દીધો છે. માટે હમણાં જ કદાચ તેઓ અહિંયા આવશે. જાવ આ ન્હાની બારી વાટે ન્હાસો નહિ તો

અરવિન્દ—ભાઇ, હવે રજનીની તું સંભાળ રાખજે. હું જાઉં છું. પાછો મળીશ પ્રભૂ બચાવશે તો.

( અરવિંદ જાય છે )

રજની—હોઠ સુધી આવેલું અમૃત વિધાતાએ ઢોળી નાંખ્યું. હાય... અભાગી...રજની ! (રજની રડે છે.)

મોહન—બહેન, આમ નિરાશ ન બનો. સ્વસ્થ થાવ, જુઓ બહાર પોલીસ નો પગરવ સંભળાય છે, માટે આ પત્થર પાછળ થઈને તમારી કોટડીમાં ચાલ્યા જાવ.

( રજની જાય છે અને શ્યામાકાંત સાથે પોલીસ તથા ઈન્સપેક્ટર આવે છે. )

શ્યામાકાંત—આ જ એ ભોંયરૂં છે કે જેમાં બળવાખોરો છુપાઈ રહે છે. અનિલ કુમારનું ખુન કરીને એ લોકો આ તરફજ આવેલ હતા.

ઇન્સપેક્ટર—યહાં પર તો કોઈ નહિ હય ! યે તો સારા ખાલી હય !

શ્યામાકાંત—ક્યાંક ન્હાસી ગયા હોય એમ લાગે છે !

ઇન્સપેક્ટર—તુમ બેવકુફ તો નહિ હય. યહાં પત્થર કી સાથ વો લોગ ક્યા સર ફોડેગા ? યહાં પર છુપાનેકા જગાહ ભી કીધર હય. ચલો ઇસને ખાલી હલાક કીયા ઔર ક્યા ?

( ઇન્સપેક્ટર તથા પોલીસો જાય છે. )

શ્યામાકાન્ત—( પોલીસ વિગેરેના ગયા બાદ ) મ્હેં મ્હારી સગી આંખોએ અહિંયા આવતાં એમને ભાળેલાં, છતાં ક્યાં છુપાઈ ગયા હશે ?

( મોહન પ્રગટ થઈને પાછળથી )

મોહન—ભીરૂ ! બાયલા ! આ સ્થાનમાં આજે તું બરાબર ફસાયો છે.

( સીટી મારે છે, એટલે દશ બુરખાવાળા ભાલા સહિત હાજર થાય છે. ) જાવ આ બદમાસને કોટડીમાં લઈ જાવ.

શ્યામાકાન્ત—આતો ફસાવવા જતાં હુંજ ફસાયો !

મોહન—બેવકુફના સરદાર જે ખાડો ખોદે તેજ તેમાં પડે છે.

( બુરખાવાળાઓ શ્યામાકાન્તને એક બાજુ લઈ જાય છે, મોહન બીજી બાજુ જાય છે. )

## પ્રવેશ ૨ જો — આખરી બળિદાન

સ્થળ નીતિસેનનું દિવાનખાનું.

પાત્રો—નીતિસેન, અરવિન્દ, મોહન.

નીતિસેન—

આયુષ્યની સાચી કમાણી જગતમાં કર્તવ્ય છે.
ન્યાય ને નીતિ તણાં સિધ્ધાંત જેના ભવ્ય છે.
ફર્જ ખાતર માનવી જે પ્રાણ ન્યોછાવર કરે.
પુત્રને પણ ન્યાય ખાતર મોતની સામે ધરે.

પિતા માતા પુત્ર બન્ધુ કોઇને છોડે નહિ.
ધન્ય છે એ વિર નર જે ફર્જ નિજ તોડે નહિ.

ફક્ત એકજ ન્યાયના સિધ્ધાંતની ખાતર મ્હારે સગ્ગા પુત્રને જેલના દરવાજામાં પણ ધકેલવો પડયો. દુનિયા કહે છે કે હું મ્હારા પુત્ર તરફ ક્રુર બન્યો છું. મ્હારૂં હૃદય કહે છે કે જ્યારે અરવિન્દે ચોરી કરીજ છે તો શા માટે તેને સજા ન થાય ? કાયદો ક્ષમા ન આપે તો મ્હારાથી એવી ખોટી ક્ષમા શા માટે અપાય ? છતાં આજે છ છ માસ બાદ પુત્ર સ્નેહ જાગ્રત થાય છે, જાણે અરવિન્દ નિર્દોષ ન હોય એવો અંતર્નાદ સંભળાય છે ભગવાન ! શું તું આજે આ વૃદ્ધના વાત્સલ્યની તેમજ કર્તવ્ય પાલનની કસોટી તો નથી કરતો ? આટલા સમય બાદ અરવિન્દને જાણે અન્યાય થયો હોય એવા ભણકારા કેમ વાગતા હશે? શું મ્હારો પુત્ર નિર્દોષ હશે ? એ નિર્દોષ શાનો ? એતો ચોકખો ગુન્હેગાર છે ચોર તો શું પરંતુ ચોરનો પણ સરદાર છે.

જે સર્વ નોટો એક સાથે ગુમ થઈ'તી તે વખત,
તે કઇ રીતે ગઈ બેન્કમાં જે જોઇ'તી મ્હેં તે વખત;
ચાવી તીજોરીની હતી અરવિન્દ પાસે તે વખત,
નક્કી ગઇ ચોરાઈ અરવિન્દ હાથથી બસ તે વખત.

( અરવિન્દ પ્રવેશ કરે છે. )

અરવિન્દ—બાપુ, બાપુ, મ્હારી ભુલની હું ક્ષમા ચાહું છું, તે છતાં મ્હારો ખુલાસો સાંભળી લ્યો. એ નોટો મ્હેંજ લીધી હતી. પરંતુ મ્હારા પોતાના માટે નહિ, મ્હારા મિત્ર અનિલને આફતમાંથી બચાવવા માટે

નીતિસેન—તું અહિં કયાંથી ? જેલ તોડીને તો નથી આવ્યો ?

અરવિન્દ—જેલ તોડીનેજ આવ્યો છું પિતાજી આપને મ્હારી નિર્દોષતાનો ખુલાસો કરવા માટે, તથા આપની પુત્ર વધુને બચાવવા માટે જેલ તોડીનેજ આવ્યો છું.

મિત્રની ખાતર તીજોરી આપની તોડી હતી.
આફત માંહેથી તારવા મ્હેં રકમ એ ચોરી હતી.

નીતિસેન—છોકરા! દુનિયાના અનેક કાવાદાવા જોઇને તો આ ધોળાં આવ્યાં છે. મ્હારી આગળ તું ત્હારી ચાલાકી ન બતાવ. બોલ જોઉં. વૈકુંઠરાયને ત્યાં અનિલે જે પૈસા રાખ્યા તે શું ત્હેં નથી લીધા ?

અરવિન્દ—એક પ્રભુજ જાણે છે કે મ્હેં એ પઇસાને હાથ પણ લગાડયો નથી.

નીતિસેન—તું સરાસર જુઠો છે! બદમાસ ! એક વેશ્યાના પ્યારમાં ફસાઈ ત્હેંજ આ કારસ્થાન કર્યું છે. તુંજ અનિલના પઇસાનો ખરો ઉઠાવગીર છે, અને ઉપર જતાં ત્હારી ખાનદાની બતાવવા ખાતર, અનિલને બચાવવાનો ઢોંગ

કરી ત્હારા પોતાનાજ ઘરમાં ચોરી કરે છે. નાલાયક દુરાચારી ! જા. કાળું કર ! તું શું એમ સમજે છે કે જેલમાંથી ન્હાસી આવનાર પુત્રને નીતિસેન છુપાવશે ? ન્યાય એજ જેનું જીવન છે, તે શું ન્યાયનીજ સામે થશે ?

અરવિન્દ—પરંતુ બાપુજી હું હજી પણ આપને કહું છું કે ચોરીના ગુન્હા માં હું નિર્દોષ છું.

નીતિસેન—તો પછી વૈકુંઠરાયને ત્યાં ત્હારા સિવાય પઇસા ચોર્યા કોણે એ તો કહે.

( મોહન પ્રવેશ કરે છે. )

મોહન—મ્હેં ચોર્યા ! આ મોહન ધાડપડુએ એ પઇસા સર્વેની આંખમાં ધૂળ નાંખીને ચોર્યા ! પરંતુ અત્યારે જ્યારે જોઉં છું કે એક પિતાને હાથે તેનો નિર્દોષ પુત્ર માર્યો જાય છે ત્યારે ખુલ્લે ખુલ્લું કહેવું પડે છે કે શ્રીમંતોનો દુશ્મન અને ગરીબોનો દાસ આ મોહન પોતેજ ખુદ તે પઇસાનો ચોરનાર છે.

નીતિસેન—આ પણ અજબ એકરાર છે. અરવિંદ શું આ મવાલી પણ ત્હારો કોઇ જેલનો સાથીદાર છે ?

મોહન—શ્રીમાન, પુત્ર સંબંધે આપને કોઇએ ભરમાવ્યા છે ન્યાયના સીદ્ધાંતની ખોટી ધુનમાં પોતાના પુત્રને નાહક દુઃખી કરનાર ક્રૂર તેમજ પત્થર હ્રદયના પિતાને કોઇ દુશ્મને બનાવ્યા છે.

નીતિસેન—એવી શબ્દોની સફાઇ છોડીને સાફ સાફ કહી દે કે ત્હારી પાસે એવી શી સાબીતી છે કે જેથી તું જે કંઇ કહે છે તે સત્ય જ હોય ?

મોહન—સાબીતીમાં એજ આ રકમ કે જે બેંકને ચોપડે લખેલ છે. બોલો હવે તો આપનો પુત્ર છે ના એ ગુન્હા ?

( નેપથ્યમાંથી દરવાજા ઠોકવાના અવાજ આવે છે. )

નેપથ્યે—ખોલો. દરવાજા ખોલો !

મોહન—લ્યો શેઠ સાહેબ, પોલીસ અહીંયા પણ અમારી પાછળ આવી પહોંચી. વારૂ હવે હું રજા લઇશ.

નીતિસેન—સબુર ક્યાં છટકી જઇશ ? તું પણ હમણાંજ કેદ થઇશ.

મોહન—વાર છે શેઠજી. તમોને તેમજ પોલિસને થાપ આપવામાં આ મોહન હુશિઆર છે.

( મોહન બારીમાંથી કુદીને ન્હાસી જાય છે. )

નીતિસેન—હાં ! ગયો ! આંખોમાં ધુળ નાંખીને છટકી ગયો ! અરવિન્દ, અનિલને બચાવવા ખાતર પઇસાની ચોરી કરવામાં તું ભલે મ્હારી નજરમાં નિર્દોષ જાહેર થયો. છતાં ત્હેં જેલ તોડીને કાયદાનું પણ અપમાન કર્યું છે, માટે પોલિસ ત્હને તો નહિજ છોડે.

અરવિન્દ—પિતાજી, હવે હદ થાય છે, આટલા નિર્દય ન બનો.

નીતિસેન—ઓ પ્રભુ ! પુત્રનો પ્રેમ કર્તવ્યને પીગળાવી નાંખે છે. આ વૃધ્ધ શરીર આખરે ફર્જને ઠોકરે મારીને બેટાને સંઘરી રાખે છે. ( પ્રકટ ) બેટા આખરે પણ હું ત્હારો બાપ છું. ત્હારી ગરીબડી દયા યાચતી આંખો ત્હારી સુંદર મુખ મુદ્રા મ્હારા કર્તવ્યના સિદ્ધાંતને મારી હઠાવે છે, વાત્સલ્ય સ્નેહને બ્હાર ખેંચી લાવે છે. આવ. દીકરા અહિંયા છુપાઇ જા.

(એક કોચની આડમાં છુપાવે છે માથે કપડું નાખે છે. ફરી દરવાજા ઠોકાય છે.)

એકના એક પુત્રની ખાતર આજે હું અસત્ય આચરવા તઈયાર થયો છું. આ ઘરડા થએલા શરીરનો પણ હવે ભરોસો નથી. આ અવસ્થાએ પુત્રથી વિખુટું પડવાનું કેમ ગમે ? શું ત્યારે મ્હારો પુત્ર-પ્રેમ આજે કાયદાને છેતરશે ? નહિ ! અરવિન્દ ભલે જેલમાં જાય. પરંતુ ન્યાયનું ખુન મ્હારાથી નહિ થાય, નહિ થાય, તે નહિજ થાય !

( ફરી પાછો દરવાજો ઠોકાય છે. )

નેપથ્યમાં—ખોલો નહિ તો દરવાજા તોડના હોગા.

નીતિસેન—લાવ દરવાજો તો ખોલું.

( ખોલે છે. પોલિસ સાથે નીતિસેન પ્રવેશ કરે છે. )

ઇન્સ્પેક્ટર—હમકોં ખબર મીલી હય કિ અરવિન્દ જેઇલ તોડ કર યહાં પર ભાગા આયા હય.

નીતિસેન—હા આવેલ છે,

ઇન્સ્પેક્ટર—ફિર કહાં હય ?

નીતિસેન—કાયદાની અનંમત સામે મ્હારો લાલ આ રહયો. ( અરવિન્દને ) આ હૃદયને તપાસી જો. અત્યારે હું ફક્ત ત્હનેજ ન્યાયને હવાલે નથી કરતો મ્હારા પ્રાણને પણ મ્હારાથી વિખુટાં કરૂં છું.

કર્તવ્ય કેરા યજ્ઞમાં આ આખરી બળિદાન છે,
ન્યાયને તાબે સદા તઇયાર મ્હારાં પ્રાણુ છે;
ફર્જની છેલ્લી કસોટી આજ પુરી થાય છે,
જાવ ! ખુશીથી લઇ જાવ ! ઓહ ! જીવ આ
ઘુંટાય છે.

ઇન્સ્પેક્ટર અરવિન્દને હાથકડી પહેરાવે છે. નીતિસેન એકાએક હૃદય બંધ પડવાથી મરણ પામે છે.

અરવિન્દ—ઓહ ! પિતા !

ટેબ્લો.

**પ્રવેશ ૩ જો** **પ્રહસનની પુર્ણાહુતી**

સ્થળઃ—પોપટનું મકાન.

પાત્રોઃ—કવિ વિદ્યાધર, પોપટ, મેના જગમોહનદાસ તથા વિલાસીની વિગેરે.

—ગા ય ન—

કવિ વિદ્યાધર—કહું એ બોલ મતલબના
તમે માનો નહિ માનો
હુન્નર જો આવડે તમને
નથી હું રાખતો છાનો—કહું૦
ભલે અપમાન સાંખીને
બિરાદર જો વધો આગળ
સદા છે સાર ઘુસવામાં
મળે જો લાગ ઘુસવાનો—કહું૦
મગજને કાબુમાં રાખી
પકડજો જાળમાં નાંખી
કદિ પુઠ જલી ચાખી
ન કરશો ખ્યાલ ડરવાનો—કહું૦
ઘુસણીયો હોય તે ફાવે
વખત પર વેશ પલટાવે
નવા નવા દાવ અજમાવે
જુગારી જેમ રળવાનો—કહું૦
( ગાયન બાદ )

ચોરી કરી બિલાડી ક્યાં કહો જનાર છે ?
છટકશે ક્યાંથી કહો જ્યાં છબી આ હથિઆર છે,
શક હતો કે મેના ચોરની સરદાર છે
પણ ચોર કેરો મોર થઇ ઘુસી જવામાં સાર છે.

લ્યો આ સામેથીજ બંને ધણીધણીઆણી વાતો કરતાં ચાલ્યાં આવે છે. અહિંયા છુપાઇને સાંભળવા દે કે હરામનો માલ હજમ કરવાની કંઇ યુકિત અજમાવે છે. (કવિ વિદ્યાધર એક તરફ છુપાઇ જાય છે. મેના તથા પોપટ બન્ને પ્રવેશ કરે છે.)

પોપટ—કહું છું કે પાછો લઇજા. મ્હારે એ હરામનો માલ જોઇએજ નહિ. પછી શું ?

મેના—પીટયા, તો જ્યારે ત્હારે આવા સત્યવાદી રાજા હરિચંદ્રના અવતાર થાવું હતું તો મ્હને પરણ્યો શા માટે ?

પોપટ—ભોગ્ય ભાગ્યા મ્હારા કે હું ત્હારી સાથે પરણ્યો. નખોદ જાય એ શારદા બાઇનું કે લગનનો કાયદો એણે કાઢયો. અને મા બાપે એ કાયદાથી ડરી જઇને આગળથીજ ત્હારા જેવી હેડંબાને મ્હારે ગળે વળગાડી.

કવિ વિદ્યાધર—જુઓ આ બાળ લગ્નનું પરીણામ–સંમતિ વયનો કાયદો અમલમાં આવે તે પહેલાં આ પોપટને તેના માબાપોએ પરણાવ્યો. હજુ તો બિચારાને નવમું વરસ પણ માંડ પુરૂં હશે. જ્યારે આ જોગમાયાએ ત્રીસ દીવાળી તો જરૂર જોઇજ હશે. આવાં કજોડાં જે સંસારમાં થાય તે સંસારમાં નીતિની આશા ક્યાંથી રખાય ?

મેના—લે હવે રડયા, હું પાછી શેઠને ત્યાં જાઉં છું. પરંતુ યાદ રાખજે જો કયાંય બ્હાર વાત કરી છે તો મારી નાંખીશ. (હાથ ઉગામે છે.

પોપટ—ઓ માતાજી ભૂલ્યો. (મેના જાય છે.) ઓ કિરતાર આવતા સાત અવતાર સુધી વાંઢો રાખજે પરંતુ આવી બાયડી તો સ્વપ્નામાં પણ દેખાડીશ નહિ.

( કવિ વિદ્યાધર પ્રકટ થાય છે. )

કવિ વિદ્યાધર—પોપટ શું તું ત્હારી સ્ત્રીથી ખરેખર કંટાળી ગયો છે ?

પોપટ—અરે સાહેબ, એવો તો કંટાળયો છું કે જેની વાત નાં પુછો !

કવિ વિદ્યાધર—તો પછી શા માટે છુટા છેડા નથી કરી લેતો ?

પોપટ—અમારામાં છુટા છેડા નથી થતાં એ તો મોટી મોકાણ છેના ?

કવિ વિદ્યાધર—તો શું આવી અસમાન ઉંમરની સ્ત્રી અને તે પણ એક ચોર ઉડાવગીર સ્ત્રીને તું નીભાવી લેવા માગે છે ?

પોપટ—હેં ચોર ! ઉડાવગીર ! શું તમોને એ વાતની ખબર છે ? ભાઇ સાહેબ. હું નિરદોષ છું ! રાંડે પરાણે મ્હારી પાસે ચોરી કરાવી છે. મ્હારી તો જરાએ મરજી નહોતી. અને હજુ પણ જો કહો તો બધો માલ કહાડી આપું. બાકી મ્હને જેલમાં ન મોકલતા.

કવિ વિદ્યાધર—તું ગભરા નહિ. ત્હારૂં કોઇ નામ પણ લઇ શકે તેમ નથી. આ જો જગમોહન શેઠની તીજોરીમાંથી ધાપ મારતી વખતેજ મ્હેં મેનાને પકડી પાડી છે. આ ફોટો એજ તેનો પુરાવો છે. ત્હારે કહેવું કે મ્હને કંઇ પણ ખબર નથી. જો સામેથી શેઠ પોતેજ આ તરફ આવે છે.

પોપટ—મેના શેઠને ત્યાં ગઇ અને શેઠ અહિંયા આવ્યા હવે મ્હારૂં તો આવી બન્યું રે મ્હારા બાપ. (રડવા બેસે છે.)

કવિ વિદ્યાધર—અરે ચુપ. રડે છે શાનો ? મુંગો થઇને જો તો ખરો કે હવે કેવો રંગ જામે છે.

(જગમોહનદાસ પ્રવેશે છે)

જગમોહન—લ્યો કહેવું છે કંઇ હવે ? તીજોરી થઇ ખાલી અને મેના ગઇ ચાલી. અલ્યા બબુચક ત્હારી બઇરી કયાં છે ? ઓહો ! કોણ તમે અહિંજ છો કે સાહેબ ?

કવિ વિદ્યાધર—કેમ મર સાહેબ, આટલા બધા ગભરાયલા કેમ છો ? કંઇ તબિયત તો સારી છે ના ?

જગ મોહન—આગ લગી તબિયતમાં ! મ્હારી તો તીજોરી સાફ થઇ ગઇ અને મેના ૨૫ ચક્કર થઇ ગઇ. બોલને અલ્યા ઠીંગુમ કયાં છે ત્હારી સગી ?

પોપટ—મ્હને શી ખબર ? હું થોડો તેની પાછળ પાછળ તમારી માફક દીવાનો થઇને ફરૂં છું.

જગમોહન—બચ્ચાજી ચાલાકી છોડી દે. એ ત્હારી બૈરી છે. અને તું તેનો ધણી છે !

પોપટ—નહિ જી. એનો ધણી તો આફ્રીકા કમાવા ગયો છે. આપ જુઠું બોલો છો ?

જગ મોહન—તમો બન્ને ધણી ધણીઆણીએ મળીને મ્હને ધોઇ નાખ્યો છે. માટે યાદ રાખજો કે હું તમો બન્નેને જેલમાં મોકલીશ.

કવિ વિદ્યાધર—સર સાહેબ. આ બિચારા ગરીબ છોકરાને નાહક શા માટે સતાવો છો ? તમોએ જયારે મેનાને નોકરીએ રાખી ત્યારે ધણીયાતી તરીકે રાખેલી કે વિધવા તરીકે ?

જગ મોહન—લ્યો કરેવું છે કંઇ હવે ? આ તો સાહેબ પણ એમનાજ પક્ષમાં જાય છે. જરૂર આ સાહેબમાં પણ દાળમાં કાળું દેખાય છે ! (કવિ વિદ્યાધરને) તો શું તમો એમની વકીલાત કરવા આવ્યા છો ?

કવિ વિદ્યાધર—નહિ ખરૂં પુછો તો જેણે ગુન્હો કર્યો છે, જે તમારા પઇસાનો ચોર છે તેનેજ ઘટતે ઠેકાણે પહોંચાડવા માટેજ મ્હારે અહિંયા આવવું પડયું.

જગમોહન—ત્યારે કહી દયોને કે મ્હારી તીજોરીમાંથી કોણે ચોરી કરી ?

કવિ વિદ્યાધર—તે ન કહેવું ત્યાંજ ખરી ખુબી છે !

જગમોહન—ન કહો તો કંઇ નહિ હું હમણાજ પોલિસમાં રીપોર્ટ કરીશ અને આ બન્નેને કેદ કરાવીશ.

કવિ વિદ્યાધર—ભલે ખુશીથી. તેમ કરી શકો છો પરંતુ મેના અને તમારો સંબંધ......

(જગમોહનનો હાથ કવિ વિદયાધરના મેઢા ઉપર પડે છે. વિદયાધર ચુપ રહે છે.)

જગમોહન—ચુપ રહો, સાહેબ, મ્હારી આબરૂનાં કાંકરા થાય છે.

કવિ વિદ્યાધર—જો આબરૂ બચાવવી હોય તો પઇસાને જવા દ્યો, અને પઇસા પાછા લેવા હોય તો આબરૂની દરકાર છોડી દ્યો.

પોપટ—શું મેના વંઠી ગઈ? ખલ્લાસ! શાક બગડયું તેનો દિવસ બગડયો. અથાણું બગડયું તેનું વરસ બગડયું અને બાયડી બગડી તેનું જીવતર બગડયું!!

જગ મોહન—પણ સાહેબ, આ તો મ્હને નવરાવી નાંખ્યો. પઇસાના પઇસા ગયા, અને મેના પણ હાથથી ગઈ! હવે શું થાય?

કવિ વિદ્યાધર—હજુ પણ એક છે ઉપાય. જો ઇચ્છા હોય તો તે અજમાવી શકાય.

કવિ વિદ્યાધર—આ જુઓ. તમારી તીજોરીમાંથી ચોરી કરતી વખતે મેનાનો મ્હેં ફોટો લઇ લીધો છે. તે ફોટો તેને બતાવો, અને ખાલી દમ ભરાવીને તમારા પઇસા પાછા કઢાવો.

જગમોહન—એ ઠીક છે, જોઉં તો ફોટો બતાવો!

કવિ વિદ્યાધર—ત્યાંજ ખરી ખુબી છે. ફોટો આપવાની વાત એમ ન થાય.

જગમોહન—ત્યારે?

કવિ વિદ્યાધર—જ્યારે વિલાસીનીનો હાથ આ ઉસ્તાદને અપાય, ત્યારેજ આ ફોટો આપને સોંપાય.

જગમોહન—ઓહ! આઇ સી! લ્યો કહેવું છે કંઇ હવે? પણ આપ તો સાહેબ લોક અને અમે તો નેટીવ તેનું કેમ?

કવિ વિદ્યાધર—તમારી પુત્રીના ખાતર હું પણ નેટીવ થવા તઇયાર છું.

જગમોહન—અને મ્હને રાવ બહાદુરનો ઇલ્કાબ?

કવિ વિદ્યાધર—આ તરફ લગ્ન અને આ તરફ આપનો ખીતાબ.

જગમોહન—તો આપની શરત મ્હારે કબુલ છે.

કવિ વિદ્યાધર—(સ્વગત.) સનમની ખાતર સાહેબ બન્યા એ મહેનત પણ વસુલ છે, (સામેથી વિલાસીની અને મેનાને આવતાં જુએ છે.) જુઓ સર સાહેબ, સામેથી મીસ વિલાસીની તથા મેના પણ આવી પહોંચ્યા.

(મેના તથા વિલાસીની પ્રવેશ કરે છે.)

વિલાસીની—પપ્પા. આપને આપની રસોઇઆણ ઉપર શક હતો. પરંતુ ખરો ચોર તો કોઇ બીજોજ નીકળ્યો છે. આ મેના બાઇ તો સાવ નિર્દોષ છે.

જગમોહન—બીજોજ કોઇ નવો ચોર વળી કોણ ફુટી નીકળ્યો?

વિલાસીની—આ સાહેબ જે મ્હારા ઉસ્તાદ છે. મેનાબાઈ સાચું કહી દેજો. કે ચોરી કરતાંજ તમે તેને નજરો નજર જોએલા કે નહિ.

મેના—હા શેઠ. આ સાહેબને મ્હેં તીજોરીમાંથી પઈસા કાઢી લેતાં મ્હારી સગ્ગી આંખોએ જોયો છે ?

જગમોહન—( સ્વગત. ) ચાલાકી તો સારી લડાવતાં આવડે છે. ( પ્રકટ ) વારૂ, જો સાહેબ લોક થઈને ચોરી કરે તો પછી તેને સજા પણ તેવીજ મળે. માટે આમ આવો સાહેબ. મ્હારે તમોને સજા કરવી છે. વિલાસીની તું પણ અહિંયા આવ.

( બંનેના હાથ મીલાવી આપે છે. )

ચોરી તીજોરીની નહિ, પણ પુત્રીના દીલની કરી,
વળી ખાસ ચાલાકી થકી જેણે અજબ હિંમત કરી;
ને ચોરને હાજર કરી, મુખથી કહ્યું ચોરી કરી,
તે [illegible] નજરે દુહિતા ચોરને આજે વરી.

કવિ વિદ્યાધર—લ્યો વકીલ. આ હવે આપની ચોરીની સાબીતી. સેવક વિલાયતથી આવેલો કોઈ સાહેબ નથી, પરંતુ આપનો તાબેદાર કવિ વિદ્યાધર છે.

( ટોપલો ઉતારી નાંખે છે અને ફોટો શેઠને આપે છે. )

જગમોહન—હેં એં ! અલ્યા કોણ તું કવિ ?

કવિ વિદ્યાધર—જી હા. મ્હને ખાત્રી હતી કે મેના ચોરીનો આરોપ મ્હારા ઉપરજ ઓઢાડશે. એટલા માટે તો વિલાસીનીને મ્હેં પઢાવી રાખેલી કે મેનાની હામાં હા મીલાવી તેને અહિં સુધી લઈ આવે.

જગમોહન—બોલ ! રાંડ કુલટા ! મ્હારો બધો માલ કયાં સંતાડયો છે ?

મેના—હું કંઈપણ જાણુતી નથી છતાં મ્હારા ઉપર શા માટે ખોટું આળ ઓઢાડો છો ?

કવિ વિદ્યાધર—મેના બાઈ, આ ફોટામાં જુઓ તો ખરાં કે તીજોરીમાંથી ધાપ મારનાર આપજ છો કે કોઈ બીજું ?

મેના—અરેરે પીટયા સાહેબ ત્હેંજ મ્હને ફસાવી.

પોપટ—હં ! હવે કેવી ઠેકાણે આવી ? જા રાંડ કુભારજા ! હવે તો તું મ્હારી સ્ત્રી નહિ અને હું ત્હારો માટી નહિ. આજથી બસ તલ્લાક !

મેના—શેઠ, મ્હને માફ કરો. મ્હારી ભુલ થઈ આ રહ્યો આપનો માલ !

જગમોહન—શું કરૂં કે તું સ્ત્રી જાત છે એટલે દયા આવી જાય છે નહિ તો જેલ ભેગીજ કરી મૂકત.

પોપટ—જાવ ! હવે જોગમાયા ! તમારૂં તમે ફોડી ખાવ. મ્હારાં ખપનાં હવે તમો રહ્યાંજ નથી.

મેના—શેઠ હવે તો તમારોજ આશરો છે.

જગમોહન—આશરો પ્રભુનો રાખો. દુનીયા આખી છે. જે પોતાના પરણેલા ધણીથી બેવફા થઇ, તે મ્હારી કયાંથી થાય ? એતો હુંજ મુર્ખો કે ઘરડે ઘડપણે એના મોહમાં ફસાયો.

ગાયન

જગમોહન—જાવ પધારો મેના રાણી
વિલાસીની—પીંજર બીજું ગોતોરે—
પોપટ—પોપટ નાવે જાળ મહિં.
કવિ વિદયાધર—ઘરડો ખચ્ચર ખૂબ બનાવ્યો
વિલાસીની—માટી રાખ્યો રોતો રે
પોપટ—આફત ગઇ જંજાળ ટળી—જાવ૦
જગમોહન—ઘડપણમાં ભાન ભુલે હાલ આવા થાય છે
પોપટ—નારીના નખરેથી મુનીવર લોભાય છે
વિલાસીની—કેવા કજોડલાંના વર જોળા થાય છે
કવિ વિદયાધર—પોલ જોઈ પાધરૂંજ પેસી જવાય છે.
જગમોહનદાસ—શ્યો કહેવું છે કંઇ હવે ?
—જાવ પધારો૦



## પ્રવેશ ૪ થો 

સ્થળઃ—વિપ્લવવાદીઓના ભોંયરામાં આવેલી સળિયાના દરવાજાવાળી અંધેર કોટડી.

પાત્રોઃ—શ્યામાકાન્ત, રજની, અને લલિતા.

( શ્યામાકાન્ત એકલો કોટડીમાં આંટા મારતો જણાય છે. કોટડીના સળિયા-વાળા દરવાજા ઉપર તાળું મારેલું છે જેને તે ઘડીકમાં તપાસે છે, તો ઘડીકમાં સળિયા પકડીને ખેંચવાનો નિષ્ફળ પ્રયત્ન કરે છે.

શ્યામાકાન્ત—

ધારી હતી શી આશ, ત્યાં પરિણામ અંતે શું જડયું ?
સ્વચ્છંદી આ સિંહને પિંજર મહિં પડવું પડયું.
પાસા પ્રપંચી ફેંકતાં જેણે ન ખાધી હાર છે.
તે ખુદ થાતાં કેદ આજે થઇ ગયો લાચાર છે.

રજની—( પ્રવેશ કરીને ) કેમ શ્યામાન્ત ભાઇ, પાપનું પરિણામ જોયું ?

શ્યામાકાન્ત—હા જોયું ? રજની બ્હેન, કૃપા કરીને પડતાં ઉપર પાટું ન મારો. પશ્ચાતાપની આગથી બળી રહેલા આ શ્યામાકાન્તને દાઝયા ઉપર ડામ દઇ વધુ ન બાળો.

મિત્ર દ્રોહી બનીને મ્હેં મિત્રને દીધો દગો
નિજ હવસને સંતોષવા નહિ પૂત્રને માન્યો સગો
વિષયની આંધી થકી નિજનું પરાયું નવ ગણ્યું
પુંણ્યને નહિ પારખ્યું, પણ પાપને પ્યારૂં ગણ્યું
એ સર્વ મ્હારા પાપ આજે નજર સામે થાય છે.
એ પાપની છાંયા, બનીને પ્રેત પાછળ ધાય છે.

રજની—ભાઇ, શ્રીમંતાઇની ખુમારીમાં આપે પાપ તથા પૂણ્યના સારાં માઠાં પરિણામોની દરકાર ન્હોતી કરી. પરંતુ જયારે કુદરતી રીતેજ આપ દુખમાં સપડાયા ત્યારે હવે આપને અવશ્ય ખાત્રી થઇ ગઈ હશે કે ઇશ્વર કોઇને પણ તેના દુષ્કૃત્યોની સજા કર્યા વિના નથી છોડતો.

ન્યાયની તલ્વાર ઇશ્વરને સદા આધીન છે.
દેવ દાનવ માનવી સહુ ન્યાય આગળ દીન છે.
અનીતિ દુષ્કર્મ કરનારો પ્રથમ ફુલાય છે.
પણ આખરે એ સર્વનો અંજામ બુરો થાય છે.

શ્યામાકાન્ત—ખરૂં છે બ્હેન, આપનું કથન ખરૂં છે. આજ સુધી હું પાપના કીચડમાં ખુંચેલો હતો. આજે તમોએ મ્હને એ કીચડમાંથી બ્હાર કાઢયો છે; અનિતિથી અંધા બનેલા એક ગાફિલ મુસાફરને જ્ઞાન ચક્ષુ આપી નીતિનો રાહ દેખાડયો છે.

બોધ સાચો આપનારા આપ દેવી રૂપ છો
ભાન ભૂલ્યા ભાઈ કેરાં આપ બ્હેન સ્વરૂપ છો.
કેવી મતિ મુજ ભ્રષ્ટ થઈ? મેં બદનજર તમ પર કરી ?
માતા સમી જે પુજ્ય તેના પર અધમ દ્રષ્ટિ કરી.
હા ! કેટલો હું નીચ ? કે જાણ્યા નહિ મ્હેં આપને !
યાચું ક્ષમા, આપો ક્ષમા, હું ધોઉં મ્હારા પાપને.

ઓ બ્હેન, દેવી, મ્હારો અપરાધ મ્હને ક્ષમા કરો. આપ ગંગા સમા પવિત્ર છો. આપના ચરણે હું મ્હારા આ પાપી હાથ અડકાવું છું, તેને નહિ તરછોડતાં આપનાં ચરણ સ્પર્શથી પવિત્ર કરો. જે અધમ આંખોએ આપને કામી દ્રષ્ટિથી જોયા છે. તે ચક્ષુઓ ઉપર આપના પરમ પવિત્ર હાથ, ફેરવીને મ્હારાં ચક્ષુઓને દોષમુક્ત કરો બ્હેન, તમારા કોમળ પુનિત હાથ મ્હને આપો, કે જેથી મ્હારી આંખોમાં રહ્યું સહ્યું પાપનું ઝેર પણ પાણી થઈને વહી જાય.

રજની—ખરેખર પશ્ચાતાપ એકજ એવી ચીજ છે કે જે પાપીને પણ પલટાવી નાંખે છે.

કરેલા પાપને સાચા જીગરથી જે વિચારે છે.
કરે છે પુર્ણ પશ્ચાતાપ ને જીવન સુધારે છે.
ત્હને ત્હારા કુકર્મોનો અગર જો થાય પસ્તાવો.
ક્ષમા આપું ખુશીથી જો ચહે છે ક્ષમાનો દાવો.
હવેથી સત્યને પથે અહર્નિશ ભાઈ સંચરજે
ભરી પરમાર્થનું ભાથું સદા સત્કર્મને વરજે.

શ્યામાકાન્ત—તમારી એવીજ આશીષો ચાહું છું બ્હેન ! આપની ચરણ રજ લઉં ? એથી મ્હારા હૃદયને શાંતિ વળશે.

રજની—(શ્યામાકાન્તની નજીક જઈને) ભાઈ એ તો તમારો દુરાગ્રહ કહેવાય, છતાં હૃદયની શાંતિને ખાતર, મ્હારા પગ હું નજીક લાવુ છું.

શ્યામાકાન્ત—હાશ. હવે દિલ શાંત પડયું ! દેવી, હવે આપના હાથ મ્હારી ચક્ષુઓને પાવન નહિ કરે ?

રજની—(સળીયા વાટે હાથ અંદર નાખીને) ભલે ભાઇ ત્હારૂં મન રાજી થાય, પછી છે કંઈ ?

( રજની સળીયાની અંદરથી હાથ નાંખે છે. શ્યામાકાન્ત એકદમ હાથને પકડીને રજનીને નજીક ખેંચી લ્યે છે. અને એક હાથે તેણીનું ગળું દબાવે છે. )

શ્યામાકાન્ત—મોટી પવિત્રતાની પૂતળી થઇ ગઇ છે, તે હું ક્યાં નથી જાણતો ? ચાલ ચાલી આપ નહિ તો હમણાંજ પ્રાણ ખોઇ બેસીશ.

રજની—ઓહ ! શું દ......ગો......

શ્યામાકાન્ત—ચુપ. ચાવી લાવ.

રજની—ભલે ગુંગળાવી મારી નાંખ, પરંતુ ચાવી તો નહિજ આપું.

શ્યામાકાન્ત—કરોળીયાની ચાલાકીમાં ફસાએલી માંખી બાઇ, હવે તો તું મરવાનીજ થઇ છે. બગલાની સમાધીમાં સપાડએલી માછલી ત્હારી મેળેજ તું મ્હારા સકંજામાં ફસાઈ ગઇ છે.

રજની—અરે કોઇ દોડો ! બચાવો ! આ દુષ્ટ મ્હારો પ્રાણ લેવા તઇયાર થયો છે !!

શ્યામાકાન્ત—ચુપ કર કમબખ્ત !

(રજનીનું ગળું દબાવી દે છે. અને એ ભાન થઇ રજની સગીમા પાસે ઢળી પડે છે તેના ખીસામાંથી ચાવી લઇને શ્યામાકાન્ત તાળું એકદમ ખોલી નાંખે છે.)

શ્યામાકાન્ત—પશ્ચાતાપનો પાઠ એવો તો મરમ ભજવ્યો કે રજની પણ છેતરાઇ ગઇ. બસ હવે આ શ્યામાકાંત પોતાના એકે એક દુશ્મનને પહોંચી વળશે. અરે ! સામેથી કોઈ આવતું જણાય છે. માટે ન્હાસવા દે નહિ તો.........

( શ્યામાકાન્ત પલાયન થઇ જાય છે. લલિતા પ્રવેશ કરે છે. )

લલિતા—કોણે મદદની બુમ મારી ?

મોહન—શું રજનીનું ખુન ? શ્યામાકાન્ત પસાર ?

લલિતા—મોહન વાર નહિ લગાડતાં તું હાલને હાલજ તેની પુંઠ પકડ ! નહિ તો એ શયતાન આપણી આખી બાજીને ઉંધી વાળશે. માટે જા ! જલ્દી રવાના થા !

( મોહન જાય છે. લલીતા એકલી બેભાન રજનીની સારવારમાં રોકાય છે.)

[ પડદો પડે છે ]

## પ્રવેશ ૫ મો — કંટકમાં ગુલાબ

સ્થળ—શ્યામાકાન્તનું મકાન.

પાત્રો—રમા, રમેશ શ્યામાકાન્ત અને અનિલ.

—ગા ય ન—

રમા— રાચે રસિલાના અંગ અંગે રાચે—( ટેક )

સ્નેહ સોહન મનમોહનના લોચનમાં

જોબન આ રાચે—રાચે

રમેશ— મુગ્ધ નયને જોબનીયું નીહાળતો
રમા— તીર તીરછાં અનંગના ચલાવતો
રમેશ— અંગે અંગ ઉમંગ ઉભરાવતો
રમા— ભોળી બાળા હિંચોળે હિંચાવતો
ભાનને ભુલાવી સલુણાએ સાચે—( ટેક )

ખરેખર, રમેશ, ત્હારી મનોહર મુર્તીએ મ્હને પાગલ કરી દીધી છે !

રમેશ—અને તેવીજ રીતે રમા, ત્હારી આ સુકોમળ કાયાએ મ્હારા હૃદયમાં પ્રેમ સાગરની ભરતી ભરી દીધી છે. પરંતુ શું કરૂં કે પીતાશ્રીની ગેરહાજરીમાં ત્હારી સાથે લગ્ન કરી નાંખવાનું મનસ્વી પગલું મ્હારાથી નથી ભરી શકાતું.

રમા—હવે તો પ્રિયતમ, મ્હારાથી પણ આપણા આ શારીરિક વિયોગનું દુખ નથી સહન થતું. રમેશ, શું વડીલોને એટલો પણ વીચાર નહી થતો હોય કે આપણા યુવાન હૃદય પરસ્પર ભેટવા માટે કેટલાં બધાં વલખાં મારતાં હશે ?

રમેશ—શા માટે અધીરી થાય છે ? મ્હારા બાપુજી અને ત્હારા ભાઇ વચ્ચે હવે તો એજ મસલત થાય છે કે વિવાહ ક્યારે કરવા ? આટલા દીવસ સુધી આપણે જુદા પણ રહયા ન્હોત, પરંતુ રજનીનું ન્હાસી જવું, અને ત્હારા વડીલ ભાઈનું ઘાયલ થવું એજ આપણા વિવાહમાં વિઘ્ન રૂપ બન્યું. છતાં મ્હારા પિતાજી રજનીની શોધમાં ગયા છે. ઘણું કરીને તો આજેજ એ આવવા જોઇએ. અને આપણા લગ્નની ખબર લાવવા જોઇએ.

રમા—ખરેખર ત્હારી વાત સાચી હોય તેમજ જણાય છે. જો સામેથી ત્હારા બાપુજી તેમજ મ્હારા મ્હોટાભાઇ વાતો કરતા ચાલ્યા આવતા હોય એમ જણાય છે. માટે ચાલ વડીલોની વાતોમાં અંતરાય રૂપ ન બનતાં સંતાઇને તેમની મસલત સાંભળીએ.

રમેશ—હા ચાલ. તેમજ કરીએ.

( બંને અંદરના હોલમાં જાય છે. શ્યામાકાન્ત તથા અનિલ પ્રવેશ કરે છે. )

અનિલ—ત્યારે આખરે તમારી ધારણા સાચી પડી ! રજની અરવિન્દની સાથે ન્હાસી ગઇ એમજ ના ?

શ્યામાંકાન્ત—ન્હાસી શું જાય ? તેણેજ ત્હારા ઘરમાંથી તેને ન્હસાડી છે. અને ઉપર જતાં ત્હને ઘાયલ પણ તેણેજ કર્યો છે: એટલે એક તો ઘર પ્રવેશ, બીજો પરસ્ત્રી હરણ, અને ત્રીજો ત્હારા ખુનનો પ્રયત્ન–એ ત્રણે તહોમત તેની ઉપર એકી સાથે સાબીત થાય છે.

અનિલ—બેઇમાન નિમકહરામ મિત્ર દ્રોહી અરવિન્દ ! તું જો મ્હારા હાથ માં આવે તો ત્હારૂં તો લોહી પી જાઉં ! !

શ્યામાકાન્ત—હાથમાં શું આવે ? એ તો પકડાઇ પણ ગયો છે. ખુદ એના પિતાના હસ્તેજ એ પાછો પોલિસને હવાલે થયો છે. માટે હવે તો તેનો પુરેપુરો બદલો લેવો ઘટે.

અનિલ—તો હવે વેરની વસુલાત કરવામાં આ અનિલ પણ પાછો નહિ હટે.

એ મુરવ્વત આજ તેની મિત્રતા જાણી બધી
સાફ સજ્જનતાઇમાં શયતાનિયત જાણી બધી
મિત્ર કેરાં સ્વાંગમાં પુરો પિછાણ્યો મ્હેં સહી
આજ ખુલ્લી આંખ સાચી હકીકત જાણી બધી.

શ્યામાકાન્ત—ધીરો થા એમ ઉશ્કેરાઇ જવાથી ત્હારી મુરાદ પાર નહિ થાય. જે બદમાસ કળથી સપાટામાં આવ્યો છે, તેની સાથે તો કળથીજ કામ લેવાય. માટે હું કહું તેમ કર. જેલ તોડવા બદલ તેના ઉપર કોર્ટમાં કામ ચાલવાનું છે, એટલે તેજ વખતે તું તેના ઉપર આ ત્રણે આરોપો જે મ્હેં કહ્યા તે કોર્ટમાં રજુ કર. મ્હને શક છે કે તેણે જરૂર રજનીને કયાંય પણ છુપાવેલ છે, એટલે કોર્ટ મારફત ત્હારી સ્ત્રી ત્હને મળશે અને ત્હારા ખુનના પ્રયત્ન માટે જીંદગીભર એ કેદખાનામાં પડશે. અરે પણ હાં. હવે તું રમા માટે શું કહે છે ? મ્હારો તો વિચાર છે કે આપણે તેમના લગ્ન કરી નાખીએ.

અનિલ—તે બાબતમાં મ્હારી મનાઇ છેજ નહિ. અત્યારેજ જો એ બંને અહિં હોય તો રમા તેમજ રમેશના હસ્ત મેળાપ હું કરી આપું.

રમેશ—( રમાને ) રમા, આ તક ન ગુમાવ,

રમા—હું તો તઇયારજ છું પણ તમે તો આગળ થાવ.

( રમેશ તથા રમા પ્રત્યક્ષ થાય છે. )

રમેશ—પિતાજી, પ્રણામ કરૂં છું.

રમા—મોટાભાઇ, ભાભીનો પ-તો લાગ્યો કે ?

અનિલ—રમા આજથી એનું નામજ હવે ન લેતી. શ્યામાકાન્ત, મ્હારી લાડકવાઇ બેન હવે આપની પુત્ર વધુ થાય છે.

શ્યામાકાન્ત—રમેશ. નજીક જા, તેમાં આટલો બધો શેનો શરમાઇ જાય છે ?

( રમા અને રમેશ બંન્ને આગળ આવે છે. )

અનિલ—( બંન્નેનો હસ્ત મેળાપ કરતાં )

તમારા સ્નેહ દાંપત્યે જીવનમાં ચેતના જાગે.

શ્યામાકાન્ત—ચિરાયુ હો અમી વરસો, કલહ કંકાસ દુર ભાગે.

રમેશ—સફળ આશિષ થાઓ આપની મસ્તક ચડાવું છું.

રમા—વડીલોની કૃપા દ્રષ્ટિ થકી કૃત કૃત્ય થાઉં છું.

શ્યામાકાન્ત—અનિલરાય ચાલો હવે, આપણે ગોઠવેલી જાળ બરાબર બીછાવીએ.

અનિલ—હા ચાલો યાતો એ શયતાનના શાગિર્દને ફાંસી અપાવીએ અને નહિતો જન્મટીપની સજાનો અંજામ તો નક્કી બર લાવીએ.

( શ્યામાકાન્ત તેમજ અનિલ જાય છે. )

રમેશ—કેમ, હવે હૃદયને તૃપ્તિ થઇ ?

રમા—હા નાથ, આનંદની મ્હારે મન તો આજ અવધી થઇ, ખરેખર આ વખતે જો મ્હારી ભાભી હાજર હોત તો મ્હને મશ્કરીથી પજવીને હેરાન કરી મુકત.

રમેશ—રમા ત્હારી ભાભી વિશે તું શું ધારે છે ? આટલી સંસ્કારી સ્ત્રી શું પોતાના પરણેલા પતિને મુકીને પરાયા પુરૂષ સાથે ન્હાસી જાય એ બની શકે ખરૂં ?

રમા—રમેશ, કોણ જાણે કેમ મ્હને પણ રજની ભાભીના વિશે હજુ ખરાબ અભિપ્રાય નથી આવતા. એમનાં આખા જીવનમાં કંઇક રહસ્ય હોય એવું જણાય છે.

રમેશ—એજ પ્રમાણે મ્હારા હૃદયમાં પણ અરવિન્દ વિશે થતું જાય છે. અરવિન્દ ચ્હાય તેવો હોય પરંતુ તે નીચ તો નથીજ. ચાલને આપણે પણ કોર્ટમાં જઇએ, અને જોઇએ તો ખરા કે આ આખો ભેદ કેમ ઉકેલાય છે ?

રમા—( મોઢું બગાડી જઇને ) આખરે પુરૂષ જાત મતલબીજ રહી ! થયું કામ પતી ગયું, લગ્ન થઇ ગયાં, એટલે જાણે કે હવે અમારી સાથે બે ઘડી વિનોદ કરવાની વાત પણ ખોરંબે પડી, અને કોર્ટે નજર ચડી !

રમેશ—ઓહો આટલી વારમાં તો તમોને રિસ ચડી ? ઠીક લ્યો. ત્યારે આપણે તો આ...બેઠા ! !

રમા—ના ના જાવનિ ! હું કંઇ તમોને બાંધી નથી રાખતી ?

રમેશ—માણસને કેદ કરીને બાંધી રાખવો એ તો હજુએ ઠીક, પરંતુ આમ મેણા મારવા એ તો બહુજ ખરાબ !

રમા—પણ ત્યારે મેણાં સાંભળવા ઉભા શું કામ રહો છો ? કહ્યું નહિ

કે તમારે કાજે બારે દરવાજા ખુલ્લા છે. જાવ અમે ભલાં ને અમારૂં ઘર ભલું !!

રમેશ—વારૂ તો આપણા રામ આ ચાલ્યા.

( રમેશ જવા ધારે છે, રમા તેની આડી ઉભી રહે છે. )

રમા—જશો તો ક્યાં ?

રમેશ—(સ્વગત) ન બેસવા દેવો કે ન જવા દેવો. (પ્રકટ) તમે કહેશો ત્યાં !

રમા—જાવ, તમે તો તદ્દન નિષ્ઠુર છો !

રમેશ—વાહ ! બેસ કહેતાં બેસુ છું ઉઠ કહેતાં ઉઠું છું ત્હોય નિષ્ઠુર ?

રમા—તો પછી શા માટે ટળવળાવો છો ? કે બસ મ્હારે મોઢેથીજ કહેવરાવીને મ્હારી શરમ મુકાવવી છે ? કોર્ટમાં અત્યારે તમારૂં શું કામ છે ?

રમેશ—સમજ્યો ! હવે સમજ્યો કે મુળ મુદ્દે વાત આમ છે !

( રમાને બાહુ યુગલમાં લઇ તેના અધર ઉપર પ્રેમનું સીલ મારે છે )

રમા—દુર થાવ ! આટલી બધી લુચ્ચાઇ !

—ગા ય ન—

રમા— છેડ છોડો સુજાણ, હું છું બાળા અણુજાણ

રમેશ— મીઠી આપો રસ લ્હાણ, હવે પ્યારથી

રમા— કરી મુજને બે ધ્યાન, પીધું અધરા મૃત પાન

મ્હારૂં ભુલાવ્યું ભાન પિયુ પ્યારથી

રમેશ— ગૌર ગાલે શી લાલી લજ્જાની છવાય

રમા— હઠો શાને છબીલાજી કરતા લુચ્ચાઇ

રમેશ— જોજો જાતી રિસાઇ (૨)

રમા— તમથી હારી છું હાઇ (૨)

બાંય મ્હારી મરડાઈ

જીગર ઘાયલ થઇ જાય

પુષ્પ ધન્વા શર આપના પ્રહારથી—છેડ૦

## પ્રવેશ ૬ ઠો મોત ! ખુન ! આપઘાત !!

સ્થળ—અદાલત

ન્યાયાસન ઉપર ન્યાયમુર્તિ જજ બેઠેલ છે. એક તરફ જ્યુરીના ગ્રહસ્થો અને બીજી તરફ આરોપીના પીંજરામાં અરવિન્દ ઉપસ્થિત છે. સામે વકીલ મંડળ અને પાછળના ભાગમાં અનિલ તથા સ્યામાકાન્ત બેઠેલા છે. શાંતિ માટે બ્હાર પોલિસ ફરતા જણાય છે. ( પડદો ઉપડે છે )

ન્યાયમૂર્તિ—To day's Prosecution starts with that prisoner who has broken the jail and assaulted the Jailer.

પબ્લીક પ્રોસીક્યુટર—I appear for the Crown my Lord.

ન્યાયમૂર્તિ—આરોપી પોતાનો બચાવ કરવા માગે છે ?

અરવિંદ—નામદાર, જેલ તોડીને ન્હાસી જવાનો દોષ હું કબુલ કરૂં છું પરંતુ નામદાર કોર્ટને જણાવવાની રજા લઉં છું કે જેલર ઉપર હુમલો કરવાનો પ્રયત્ન મ્હેં કર્યોજ નથી સિવાય કે તેની ગફલતનો લાભ લઇ તેની પીસ્તોલ લઇને મ્હારે નાસી જવું પડયું હતું.

સ્યામાકાન્ત—(અનિલને) અનિલકુમાર તમો તમારી ફરિયાદ હવે રજુ કરો.

અનિલ—(આગળ આવીને) નામદાર. આરોપી સામે મ્હારી પણ ફરિયાદ છે આરોપીએ મ્હારી ગેર હાજરીમાં મ્હારા ઘરમાં પ્રવેશ કરી મ્હારી સ્ત્રીને નસાડી મુકેલ છે. વળી તેજ વખતે મ્હારા મીત્ર સ્યામાકાન્ત સાથે હું જ્યારે ઘરમાં દાખલ થયો ત્યારે મ્હારૂં ખુન કરવાનો પણ તેણે પ્રયત્ન કરેલ છે.

ન્યાયમુર્તિ—તમારો શાક્ષિ ?

સ્યામાકાન્ત—નામદાર, અરવિન્દરાયે અનિલકુમારને પિસ્તોલથી ઘાયલ કરેલા એ વખતે હું ત્યાં હાજર હતો.

ન્યાયમુર્તિ—Is it so? Then, there are two more charges on the accused.

પબ્લીક પ્રોસીક્યુટર—યસ માય લોરડ પર સ્ત્રી હરણ તેમજ ખુનની કોશિષ

ન્યાયમૂર્તિ—a dangerous man indeed ! (અરવિન્દને)

બોલ, આ બાબતમાં તું શું કહેવા માગે છે ?

અરવિન્દ—બસ મ્હારે હવે કહેવાં જેવું કંઇ રહેતુંજ નથી. કિસ્મતમાંજ જ્યાં આફત ઉપર આફત ઉતરતી જાય છે ત્યાં બચાવ કયાંથી હોય ?

પબ્લીક પ્રોસીક્યુર—જ્યુરીના ગૃહસ્થો આપ સજ્જનો સમક્ષ પહેલેથી છેલ્લે સુધીની હકીકતો હું હવે રજુ કરૂં છું. આરોપીનું સગપણ પહેલાં આ સદગ્રહસ્થ મી. અનિલકુમારની સ્ત્રી રજની સાથે થએલું. તે દરમિઆન આરોપી તેમજ અનિલકુમાર એકજ બેન્કમાં નોકરી કરતા હતા. એક વખતે બેન્કની કેશ. રૂપીઆ પચાશ હજાર જે અનિલ કુમારના ચાર્જમાં હતી, તે કેશ બેંકમાં નહિ સમાતાં તેમણે પોતાનીજ પાસે રાખેલી અને એ કેશ સાથેજ તેઓ બને દોસ્તો વધકુંડરાયને ત્યાં રજનીને મળવા ગએલા. જોખમની સલામતી અર્થે એ પચ્ચાસ હજારની રકમ વધકુંડરાયના કહેવાથી અનિલકુમારે વધકુંડરાયની તિજોરીમાં રાખી. જયાંથી એ નોટો ચોરાઇ ગઇ હતી. ત્યારબાદ બેંકમાં

ભરપાઇ કરવા માટે, અને અનિલકુમારને બચાવી લેવા માટે અરવિન્દરાયે પોતાના પિતાની તિજોરીમાંથી તેટલીજ રકમ ચોરેલી, અને એ રીતે બેંકનાં નાણાં ભરપાઇ કર્યાં. પરંતુ આરોપીના પિતા મી. નીતિસેનથી પોતાના પુત્રની આટલી પણ અપ્રમાણીકતા સહન ન થઇ અને એમનીજ ફરિઆદ ઉપરથી નામદાર કોર્ટે આરોપીને ત્યારે બે વરસની સજા કરી હતી. ત્યારબાદ રજનીનો સંબંધ આરોપીના જેલમાં જવાથી તોડી નાંખીને અનિલ સાથે થયો છે. સાંભળવા પ્રમાણે અનિલ કુમાર તેમજ રજનીને બંન્નેજ બરાબર ભડતું પણ ન્હોતું તેમજ—

અનિલ—My lord, મ્હારી ખાનગી બાઇમાં ઉતરવા માટે હું અત્રે વાંધો રજુ કરૂં છું.

ન્યાયમુર્તિ—Right, પબ્લીક પ્રોસીક્યુટરને now please don't discuss that point, but sum up shortly.

પબ્લીક પ્રોસીક્યુટર—આરોપીના કહેવા ઉપરથી માનવાને કારણ મળે છે કે રજનીને આરોપી ચ્હાતો હતો. અને એ પ્યારની તીવ્ર ઉશ્કેરણીમાં રજનીને મળવા માટે તેણે જેલમાંથી ન્હાસી જવાનો પ્રયત્ન કર્યો છે. હવે ગૃહસ્થો, હું એ સાબીત કરવા માગું છું કે રજનીને ન્હસાડી મુકનાર, આરોપી સીવાય બીજો કોઇપણ હોઇ શકે નહીં. હાલમાં તેણીનો પત્તો નથી એ ઉપરથી સાબીત થાય છે કે અગર તો આરોપીએ તેણીને ક્યાંય છુપાવી હોવી જોઇએ, અને નહિતો તેણી અનિલ કુમારને પરણી છે, માટે આરોપીએ પ્રેમના પ્રતિકાર રૂપી વેરને લીધે તેણીનું ખુન પણ કર્યું હોય.

અરવિન્દ—ઓહ ! પ્રભુ ! હું શું ખુની પણ ઠરી ચુક્યો ? અને તે પણ ખુદ રજનીનોજ કે જેને હું પ્રાણથી પણ અધિક ચ્હાઉં છું ? ખરેખર ન્યાય, તું આંધળોજ છે !

ન્યાયમુર્તિ—Shut you up now! ( પબ્લીક પ્રોસીક્યુટરને ) yes, go on!

પબ્લીક પ્રોસીક્યુટર—હવે ગ્રહસ્થો, રજનીને તેણેજ ન્હસાડી એમ પુરાવા અને સાક્ષી ઉપરથી સાબીત થાયછે. તે ઉપરાંત આ પીસ્તોલ, કે જે આરોપીના ખીસામાંથી મળી આવી છે તે મુળમાં જેલરનીજ પીસ્તોલ હોવાથી અનિલકુમાર ઉપર કરેલો ખુની હુમલો એ પણ આરોપીએજ કરેલો એમ હું આપને સાબીત કરી આપીશ. ગ્રહસ્થો, અનિલ કુમાર જ્યારે હોસ્પીટલમાં ઘાયલ થઇને ગએલા ત્યારે તેના શરીરમાંથી શસ્ત્ર ક્રિયા કરીને જે ગોળી કાઢવામાં આવી તે ગોળી આ પીસ્તોલનેજ બંધ બેસતી છે. આપ સહુ એ તપાસી પણ શકો છો.

( જ્યુરીના ગ્રહસ્થો પીસ્તોલમાં ગોળી નાખીને તપાસે છે. )

હવે જેન્ટલમેન, આપ સહુની ખાત્રી થઇ હશે કે આહ્નિની જુબાની ઉપરાંત આ સજ્જડ પુરાવો પણ સાબીત કરી આપે છે કે આરોપીએ અનીલ કુમારનું ખુન કરવાની પણ કોશીષ કરી હતી. પછી ભલે પોતાને ન્હાસવું હોવાથી પોતાનો બચાવ કરવા ખાતર તેમ કરેલું હોય, છતાં એ એક ખુની હુમલો તો ખરોજ !. ગ્રહસ્થો, આથી વધુ પુરાવાની જરૂરત હું જોતો નથી. અને આપને આપનો અભિપ્રાય જાહેર કરવાની તક આપુ છું.

( જ્યુરી એકમત થવા જાય છે. )

સ્યામાકાન્ત—બચ્ચા અરવિન્દ, આ શ્યામાકાન્તની સામે થવાનું પરિણામ બહુજ ગંભીર છે.

( જ્યુરી પાછી ફરે છે. )

જ્યુરીનો ફોરમેન—અમો આરોપીને બધા આરોપોમાં ગુન્હેગાર ગણીએ છીએ.

ન્યાયમુર્તિ—ગુન્હેગારે એક વખત ગુન્હો કરેલો છે. પરંતુ ત્યારે તેની ઉમર ધ્યાનમાં લઇ તેના તરફ કોર્ટે દયા બતાવેલી. આજે ફરી વખત એકી સાથે ત્રણ ત્રણ તહોમતમાં તે દોષિત ઠરે છે. આવા ગુન્હાઓ પ્રતિ દયા કરવાથીજ સમાજમાં ગુન્હાઓનું પ્રમાણ વધ્યું છે માટે દાખલો બેસાડવા ખાતર આરોપીને હું ફાંસીની સજા—

રજની—(એકદમ પ્રવેશ કરે છે) સબુર કરો નામવર ! નિર્દોષ માર્યો જાય છે.

ન્યાયમુર્તિ—કોણ છે તું બાઇ ?

રજની—ગરીબ પરવર—હું એજ અભાગી રજની છું કે જેના માટે અરવિન્દરાયને ફાંસીની સજા કરવા આપ તત્પર થયા છો.

ન્યાયમુર્તિ—શું તમો આરોપીનો બચાવ કરવા માંગો છો ?

રજની—જી હા.

ન્યાયમુર્તિ—કંઇ પુરાવા ?

રજની—અરવિન્દ કુમારે મ્હને ન્હસાડેલી ન્હોતી પરંતુ હુંજ તેની સાથે મ્હારી ઇજ્જત બચાવવા ખાતર ન્હાસી ગએલ હતી.

ન્યાયમુર્તિ—ઇજ્જત બચાવવા ? એટલે તમો શું કહેવા માગો છો ? ખુલાસો કરો.

રજની—નામવર, મ્હારાં લગ્ન જે ગ્રહસ્થની સાથે થયાં તેમાં મ્હારી બીલકુલ મંજુરી હતીજ નહી. છતાં મ્હારા એ કહેવાતા સ્વામી મ્હારા ઉપર પાશવતાં વાપરીને પણ પોતાનો અધિકાર સીધ્ધ કરવા મ્હાતા હતા. મ્હેં એમની એ ઇચ્છાને ધુળમાં મેળવી, એટલે એમણે એમના આ શયતાન દોસ્ત સ્યામાકાન્તની સોબતમાં, દારૂ અને વેસ્યાને ત્યાં જવું શરૂ કર્યું.

શ્યામાકાન્ત—નામવર આ બાઈ મ્હારી બદનામી કરે છે. હું એ સામે વાંધો ઉઠાવું છું.

ન્યાયમુર્તિ—ચુપ રહો. બાઈને બોલવા દયો. ( પોતાના કારકુનને ) બ્હાર પોલીસને હુકમ કરો કે કોર્ટમાંથી કોઈપણ માણસ જવા ન પામે.

રજની—હજુર એક દિવસ, એ શયતાન શ્યામાકાન્ત મ્હારા એ કહેવાતા સ્વામીને વેશ્યાને ત્યાં છોડી તેની ગેરહાજરીનો લાભ લઇને મ્હારી પાસે આવ્યા. પ્રભુ જાણે છે કે એ સંજોગોમાં મ્હેં મ્હારી ઇજ્જત કેમ બચાવી છે. ત્યાર બાદ, અચાનક આ અરવિન્દરાયેજ મ્હને એ નરાધમના પંજામાંથી બચાવી. હું એમની સાથે ન્હાસી છુટી. પાછળથી મ્હારા પતિ પણ આવી પહોંચ્યા. એટલે......

પબ્લીક પ્રોસીક્યુટર—એટલે અરવિન્દરાયે પિસ્તોલ છોડી એમજના ?

ન્યાયમુર્તિ—વચ્ચે ન પડો. બાઈને જે કહેવું હોય તે કહેવા દયો.

રજની—સરકાર, મ્હારી ઇજ્જતની ખાતર મ્હારે ન્હાસવું પડયું, નહી કે અરવિન્દરાય મ્હને નસાડીને લઇ ગએલ. કારણ કે મ્હારા પતિ તો શરાબના કેફમાંજ હતા. એ બધા શયતાનોથી હું ત્રાસી ગઇ હતી.

ન્યાયમુર્તિ—પરંતુ અનિલ કુમાર ઘાયલ થયા, તેનું શું ? પિસ્તોલ કોણે ફોડી ?

મોહન (પ્રવેશ કરીને) મ્હેં ફોડી, એક શીકારીના પંજામાંથી નિર્દોષ હરિણીને બચાવવા ખાતર અનિલ કુમાર તરફ નહિ પરંતુ શ્યામાકાન્ત તરફ મ્હેંજ એ પીસ્તોલ ફોડેલી, છતાં એ છટકી ગયો અને અનિલ કુમાર ઘાયલ થયા.

ન્યાયમુર્તિ—My God ! આતો કેસ ગુંચવાતો જાય છે, વારૂ તું ત્યાં શા માટે ગએલો ?

મોહન—જી સરકાર હું તે રસ્તેથી જયારે નીકળેલો, ત્યારે આ બાઇની મ્હે બુમ સાંભળેલી, એટલે એ બાઇને બચાવવા માટેજ મ્હારે ત્યાં જવું પડયું. અરવિન્દ તો ત્યારબાદ આવેલા, એટલે એમની પાંસેથી પિસ્તોલ મ્હેં લઇ લીધી. અને શ્યામાકાન્તનેજ ઠાર કરવાના ઇરાદાથી મ્હેં ગોળી ચલાવી. પરંતુ નીશાન ચુકયો અને અનિલકુમાર ઘાયલ થયા.

ન્યાયમુર્તિ—તું શ્યામાકાન્તને ઓળખે છે ?

મોહન—જી હા સરકાર મ્હારા એક કટ્ટા વેરી તરીકે, હું તેને વર્ષો થયાં પિછાણું છું.

ન્યાયમુર્તિ—ત્યારે તું ગુન્હો કબુલ કરે છે એમ ?

મોહન—મર્દને છાજતી રીતે.

અનિલ (સ્વગત)—શ્યામાકાન્ત, ત્હારી દોસ્તીમાં આવી બેઈમાની ?

રજની—હજુર. એ ઉપરાંત શ્યામાકાન્ત સામે મ્હારી એક વધુ ફરિયાદ પણ છે, કે શ્યામાકાન્તે મ્હારૂં ગળું દબાવીને મ્હને મારી નાંખવાનો પણ પ્રયત્ન કર્યો છે, જુઓ આ રહયા ગળાં ઉપર તેના નખનાં નિશાન.

શ્યામાકાન્ત—પરંતુ સરકાર મ્હેં તેને ત્યારબાદ જોઇ પણ નથી, નામદાર એ સગાસર જુઠું બોલે છે.

લલિતા (પ્રવેશ કરીને)—જુઠ્ઠું તો તું પોતેજ બોલી રહયો છે. નરાધમ ! અમારા ભોંયરામાં આટલા દીવસ કેદી રહયો, છતાં ત્હારા પાપનો તને લેશ પણ પસ્તાવો નથી ? નામવર. આજે અમો સર્વે જાહેર થઇએ છીએ. આપની સત્તા જેઓને શોધવા માટે આકાશ પાતાળ એક કરી રહી હતી તેજ અમે સહુ વિપ્લવ વાદીઓ આજે આપની સન્મુખ આવીને એકરાર કરીએ છીએ કે શ્યામાકાન્ત અમારો કેદિ હતો. અને રજનીને દગાથી નજીક બોલાવી તેનું ગળું દબાવીને અમારા પંજામાંથી તે નાસી છુટયો છે.

ન્યાયમુર્તિ—તો શું તમો બધા વિપ્લવવાદીઓ છો ?

મોહન—બધા નહિ પરંતુ અત્રે તો અમો બેજ છીએ ! હું અને લલિતા. અમારૂં બ્હારવટું શ્રીમંતો સામે અને તેમાં પણ ખાસ કરીને આ શયતાન શ્યામાકાન્ત સામે હતું. પરંતુ અમારી દિશામાં અમોએ થાપ ખાધી છે. અમો હિંસાના ઉપાસક બન્યા, છતાં એ હિંસાથી અમારી ગુલામીને નાબુદ કરવામાં અમોને નિષ્ફળતા મળી છે. વેર અને હિંસા અંતે માનવ સમાજને અધોગતીએ પહોંચાડે છે એમ અમો આજેજ સમજયા છીએ. છતાં અમો મગરૂર છીએ કે અરવિન્દરાય જેવા એક નિર્દોષ અહિંસક આત્મા માટે અમો અમારો ભોગ આપવાને પણ ભાગ્યશાળી થયા. નામદાર. આજે જાહેર રીતે કહું છું કે વઇકુંઠરાયની તિજોરીમાંથી બેંકના પઇસા ચોરનાર બીજો કોઇ નહિ પરંતુ આ મોહનજ હતો. રજની જેવી ગભરૂ બાળાને બચાવવા ખાતર શ્યામાકાન્તને બદલે આનલને પીસ્તોલ મારનાર પણ આ મોહનજ હતો. જે રીતે બહાદુરીથી અમોએ ગુન્હાઓ કર્યા છે, એવીજ બહાદુરી ભરી હિંમતથી કબુલ કરતાં અમો લેશ પણ અચકાતાં નથી; માટે નામદાર સજા કરવી હોય તો મ્હને કરો, અરવિન્દરાય તો ફકત સંજોગોને આધીન બનેલ બિચારો નિર્દોષ રીતે મારો જાય છે.

ન્યાયમૂર્તિ—Bravo! તમારી હિંમતને હું વખાણું છું પરંતુ લાચાર છું કે કાયદો તમોને છોડી શકતો નથી. હા કદાચ તમારા એકરારથી અરવિન્દરાય છુટી જાય.

પબ્લીક પ્રોસીકયુટર—પરંતુ નામદાર. એમણે તો જેલ તોડી છે તેનું શું ?

ન્યાયમુર્તિ—જેણે નિર્દોષ હોવા છતાં જેલ ભોગવી છે, તેને તોડવાની પણ છુટ હોવી જોઇએ. અલબત એટલું જતું કરવાની મ્હને પણ સત્તા છેજ. સીપાઇ અરવિન્દરાયને છોડી મુકો અને શ્યામાકાન્તને કેદ કરો.

મોહન—( સ્વગત ) જ્યારે સજા ભોગવવીજ છે તો પછી હવે વેર શા માટે ન પુરૂં કરૂં ? જેની ખાતર આટલું બહારવટું ખેડ્યું, તે તો જુજ સજા પામીને છટકી જશે ! અહિંસા ઉત્તમ છે એ સાચી વાત, પરંતુ અત્યાર સુધી જ્યારે હું હિંસાનોજ ઉપાસક હતો તો આ છેલ્લી ઘડીએ. શા માટે હિંસા અહિંસાના અડસટટા બાંધું ? વેરની આગતો ત્યારેજ બુઝાય કે જ્યારે મ્હારી નજર સામે મ્હારી સ્ત્રીની ઈજ્જત લુંટનાર એ શયતાન શ્યામાકાન્તનું મ્હારાજ હાથે મોત થાય.

(પોતા પાસે છુપાવેલી પીસ્તોલ વડે શ્યામાકાન્ત ઉપર ઘા કરે છે. શ્યામાકાન્ત કોર્ટમાંજ ઘાયલ થઇને પડે છે. કોર્ટમાં ગડબડ થાય છે, અનિલને ચક્કર આવે છે. તાજો ઝખમ ખુલી જાય છે. અરવિન્દ અને રજની તેની પાસે જાય છે.)

અનિલ—ભાઇ મ્હારે લીધે તું ખુબ દુઃખી થયો. આ અભાગી અનિલ, હવે જીવે તેમ નથી. જો આ ઘા ખુલી ગયો. દર્દ વધતું જાય છે. રજની અહિં આવ ! ભાઇ અરવિન્દ ! પ્રભુ સાક્ષીએ રજનીનો હાથ ત્હને સોંપું છું.

દેહનાં જે લગ્ન, તે લગ્નો નહિ કહેવાય છે.
જો હૃદય બંન્ને ભિન્ન તો સંસાર ઝહેર જણાય છે.
ચાહે પરસ્પર હૃદય જેનાં એજ સાચાં લગ્ન છે
લગ્ન દિલનાં થાય બસ ત્યાંજ દંપતિ મગન છે.

મગજમાં ચક્કર આવે છે. તમો બન્ને સુખી થાવ. ઓહ ! રા...મ.

મોહન—કહેશો કોઇ ? ફાંસી ભલી, કે આપ ઘાત ?

(મોહન પોતે પોતાનેજ પીસ્તોલ મારે છે. મોહિની પ્રવેશે છે.)

મોહિની—હાય ! મોહન, શું તું પણ ગયો ! તો પછી અહિં હવે મ્હારૂં કોણ ? ઉભો રહે વ્હાલા હું પણ ત્હારીજ પાછળ આવું છું.

લલિતા—બેટા, આત્મહત્યા એ પણ એક ભયંકર ગુન્હો છે.

ન્યાયમુર્તિ—Oh !for God's sake take her away, don't allow her to commit suicide કેટલું ભયંકર દ્રષ્ય! એક મોત ! બીજું ખુન ત્રીજો આપઘાત !!

( ટેબ્લો )

ડ્રોપ પડે છે.

સમાપ્ત.

*અગાઉથી ગ્રાહક બની, લેખકને સહાય આપનારા સદ્ગૃહસ્થોનાં મુબારક નામો

| નામ | નકલ | નામ | નકલ |
|---|---|---|---|
| રા. પ્રેમજી દામોદર | ૧૦) | રા. ગ. ચંદ્રશંકર બુચ | ૨) |
| ,, હરિરામ બી. પલણ | ૨) | ,, પરમાણંદ એમ. ગાજરીઆ | ૧) |
| ,, મહારાજ હેમરાજ અંબારામ | ૧) | ,, ડોસરરાય ર. માંકડ | ૧) |
| ,, હિરાલાલ વિસનદાસ | ૧) | ,, મથુરાદાસ ધનજી | ૧) |
| ,, શીવદાસ વેલજી માણેક | ૧) | ,, જેષ્ટાનંદ ભવાનજી શેઠ | ૧) |
| ,, ચુનિલાલ કે. ભટ | ૧) | ,, જશરાજભાઇ કલ્યાણજી ઠાકર | ૧) |
| ,, જાદવજી ભવાનજી જોશી | ૧) | ,, મુલજી મમુભાઇ | ૧) |
| ,, ગોરધનદાસ ડાહયાભાઇ | ૧) | ,, રવિશંકર ડી. ત્રિવેદી | ૧) |
| ,, ચુનિલાલ એમ. કાકુ | ૨) | ,, મીસ્ત્રી ટોપણ બીમજી પરમાર | ૧) |
| ,, પરષોતમ લાલચંદ | ૧) | ,, ઉમીયાશંકર ડી. રાવલ | ૧) |
| ,, મનજી પરમાણંદ | ૧ | ,, માધવજી ગોકલદાસ | ૧) |
| ,, ચુનીલાલ નર્મદાશંકર | ૧) | ,, ગોકલદાસ એન તેજુરા | ૧) |
| ,, ગુલામહૈદર બંદાલી | ૧) | ,, જમનાદાસ ભવાનજી રૂપારેલ | ૧) |
| ,, વીસનજી દેવજી બુદ્ધદેવ | ૧) | ,, ગમનલાલ | ૧) |
| ,, નાનચંદ કાળીદાસ મોદી | ૧) | ,, રાજગોર પ્રાગજી રામજી | ૧) |
| ,, ચતુર્ભુજ એમ. ઠાકર | ૧) | ,, સાવકશા કાવસજી વેસુવાલા | ૧) |
| ,, જાગેશ્વર એમ. ત્રીવેદી | ૧) | ,, શાંતિલાલ ટી. પારેખ | ૧) |
| ,, પરસોતમ બી. મહેતા | ૧) | ,, દેવશંકર એમ. આર્ટિસ્ટ | ૧) |
| ,, જગજીવનદાસ દામોદર ગણાત્રા | ૧) | ,, હિરાલાલ એન. ગણાત્રા | ૧) |
| ,, ખીમચંદ એમ. શાહ | ૧) | ,, રામલાલ ઠાકર | ૧) |
| ,, ગીરધરલાલ રાવલ | ૧) | ,, ઠાકરદાસ પરમાણંદ શનિશ્ચરા | ૧) |
| ,, વલ્લભદાસ ધનજી સાધ | ૧) | ,, ગુલામહુસેન જીવન મુકાદમ | ૧) |
| ,, ગીરધરલાલ ચતુર્ભુજ ગણાત્રા | ૧) | ,, વર્ધમાન વેલશી | ૧) |
| ,, મે. કે. જે. પાનાચંદ એન્ડ કું. | ૧) | ,, ગોકલદાસ ભાણજી ઠક્કર | ૧) |
| ,, છગનલાલ વીરજી | ૧) | ,, ગટુલાલ જે. વ્યાસ | ૧) |
| ,, પીશનજી વાલજી કોટેચા | ૧) | ,, પીતાંબર સામજી | ૧) |
| ,, કાન્તીલાલ એસ. રાવલ | ૧) | ,, ત્રીપુરાશંકર આર. રાવલ | ૧) |
| ,, દીપકુમાર આર. દક્ષિણી | ૧) | ,, ડો. સી. પી ભટ | ૧) |
| ,, નવલશંકર નારાયણજી | ૧) | ,, મોતીરામ | ૧) |
| ,, દલસુખરામ એમ. પંચોલી | ૧) | ,, મોરારજી આર. ઠક્કર | ૧) |
| ,, માધવજી કાનજી લહેરૂ | ૧) | ,, પુરષોત્તમ ચતુર્ભૂજ પારિખ | ૧) |
| ,, જમનાદાસ નાગજી સચેદે | ૧) | ,, ભગવાનજી ત્રીકમજી | ૧) |